ઇક આઘી ઇક પાછી કરઇ તિણિ પાપઇ નર ગૂડા ભરઇ.
ઇક ઘરણી તાં ઘરની મેઢિ; બીજી દુઇ તઉ વાધઇ વેઢિ.
ઘરની કલિ કુણ આગલિ કહઇ? ચોરમાઈ જિમ છાનઉ રુઅઈ.
એકઇ સંધ્યા ઊગિઉ સૂર, બીજઈ મિલિઉ રલિઉ ભૂર.
એકઈ બીજઇ શશી ઉગિઉ, બીજી બીજઇ તે ખય ગિઉ."

**( જયશેખરસૂરિઃ પ્રબોધચિંતામણિઃ સં. ૧૫૮૧ આશરે[૨૪] )**

"શ્રી જિનવર ચરણયુગલે પ્રણમેસુ '
સુગુરુનામ હિયડઇ સમરેસુ !
કહઇસુ સંખેપિઇ આરાધના ભાવિક જીવ સુખસાધના;
ઉત્તમ નર જે કરઇ ત્રિકાલ એ આરાહણ ગુણ સુવિસાલ.
વિનય સહિત મેલી કર ભાલ છલીય ન સક્કઇ તેહનઇ કાલ.
જીવતવ્યની મ કરિસિ આસ. સાસતણુ કેહુ વેસાસ ?
ખિણિ ખિણિ આવઇ ખિણિ ખિણિ જાઈ, જતન કરતાં થિર નં થાઈ.
જમ્મણ મરણ અનંતીવાર, કીધા કાંઇ ન આવ્યુ પાર.
આરાધન સૂધી નહુ કરી તિણિ નહુ પામી નિવૃત્તિ પુરી.
દુલહ લહી માણસભવસાર ઉત્તમ શ્રાવકકુલિ અવતાર
શ્રીજિનધર્મ સુગુરૂ મુખિ સુણિઉ તેહથી અવિરતપણુ
અવગણિઉ."

**( વિજયસૂરિ : આરાધનારાસ : સં. ૧૫૯૨ )**

'બિ', 'કિજઇ', 'કિમઇ', 'ઇક', 'તિણિ', 'ચોરમાઇ' વગેરે વગેરે પહેલા નમુનાના શબ્દપ્રયોગો તથા 'પ્રણમેસુ', 'હિયડઇ', 'આરાહણુ', 'સક્કઇ', 'વેસાસ', 'ખિણિ', 'દુલહ' વગેરે બીજાના શબ્દો આ ભાષાને સંવત સોળમા શતકના નરસિંહયુગની ભાષા પુરવાર કરે છે. આ પછી નાકરયુગ બેસતાં જુની અસરો ધીમે ધીમે ગરી પડે છે. નાકર પછીના પ્રેમાનંદ યુગમાં તો આપણી ભાષાનું સુંદર અને સરસ પરિપાકભર્યું સ્થિર અને સિદ્ધ સ્વરૂપ આપણે સંપૂર્ણતાથી પામીએ છીએ.

**માંડણ અને શ્રીધરની ભાષા**

માંડણ અને શ્રીધરની ભાષા આમ નરસિંહયુગની જુની ગુજરાતી

---

૨૪ જુઓ દી. બ. કેશવલાલ ધ્રુવના ઈ. સ. પંદરમા શતકના પ્રાચીન ગુર્જર કાવ્યની પ્રસ્તાવનાઃ પૃષ્ઠ ૨૩: "—તેજ આ ગુજરાતી પ્રબોધચિંતામણિ છે. એને હું ઇસવી પંદરમા શતકના પહેલા ચરણમાં મુકુ છુ."

ભાષા છે. આ કવિયુગે એક જ યુગમાં અને લગભગ એક જ સમયમાં પ્રચલિત દેશકાલના સંસ્કારોથી એ ભાષાને સંસ્કારી છે. એમના સમયના ગુણદોષો એ ભાષામાં સરખે ભાગે દેખાઇ આવે છે.

**પદ્યબંધમાં છંદનો ઉપયોગ**

બંને કવિઓએ એમના પદ્યબંધમાં ચોપાઇ છંદનો ઉપયોગ કર્યો છે. આ વીશે આગળ કહેવાનું હું કહી ગયો છું.

**ઉપકારદર્શન**

માંડણ અને શ્રીધરના આ આપણી જુની ગુજરાતીના કાવ્યપ્રદેશમાં વિચરવાની અને તે ઉપર સમજુતી અને પ્રસ્તાવના દ્વારા એક બાજુએથી કૈંક આછો પ્રકાશ પાડવા દેવાની મને ઉદાર ભાવે સગવડ કરી આપનાર મુંબાઇની વિદ્વાન ફાર્બસ ગુજરાતી સભાનો મારે સૌથી પહેલો આભાર માનવો જોઇએ. સ્વર્ગસ્થ મણિલાલ વ્યાસની આદરેલી આ અધુરી રહેલી જુના સાહિત્યની સેવા કરવાનો મને પ્રસંગ મળ્યો તેથી જ આ બંન્ને કવિઓની કૃતિઓ ઉપરાંત ઘણી પ્રકાશિત અને અપ્રકાશિત જુની ગુજરાતીની સાહિત્યકૃતિઓ હું જોવા પામ્યો. જુની ગુજરાતી સાહિત્યકૃતિઓમાં તદ્ભવ અને દેશ્ય શબ્દોનો અપાર સાગર ભરેલો છે. આ અજાણ્યો સાગર ખેડવામાં મારા જેવા નવીન ખલાસીને માટે કેટલું જોખમ ભરેલું છે તે હું સારી પેઠે જાણું છું. સંસ્કૃતની અગણિત સંસ્કારોવાળી પુત્રી, તેના ઉપર મધ્યકાલની પ્રાકૃત અને અપભ્રંશની સંસ્કારપરંપરા અને એ રીતે પ્રાચીન, માધ્યમિક અને અર્વાચીન સ્વરૂપ પામેલી ગુજરાતીની શબ્દવિદ્યાના અક્ષુણ્ણ મહાસાગરમાં સફર કરવામાં દી. બ. કેશવલાલભાઈ ને નરસિંહરાવભાઇ જેવા કુશળ કૈવતર્કો ન હોય તો આપણી પ્રિય જુની ગુજરાતીના કોડીલા અભ્યાસકોને કેવી કેવી મુશીબતો નડે તે સહજે સમજાય એવું છે. જુની સાહિત્યકૃતિઓની કાચી ધાતુ જેવી ઉપલબ્ધ અને અનુપલબ્ધ નહીંજેવી સામગ્રી, સાધનોની ગેરહાજરી, સાહાય્ય કરનારા શબ્દકોષો કે શબ્દસંગ્રહોનો અભાવઃ આ અને આવી મુશીબતોની પરંપરામાં થોડી પણ દ્યોતક દીવાદાંડીઓ જેવી વિશ્વાસપાત્ર જુજ સાહિત્યકૃતિઓ એની હોંસ જ્વલંત રાખે છે. આવી કૃતિઓના કર્તાઓનો હું ઉપકાર માનું છું. પણ દીવાન બહાદુર કેશવલાલભાઈની પહેલેથી છેવટ સુધીની સળંગ મદદ અને કીમતી સૂચનાઓ તો મને આ નમ્ર પ્રયાસમાં બહુજ મદદગાર નીવડી છે. મારા પર વર્ષોથી ગુરુવત્સલતાના ઉભરાતા પ્રેમભાવથી પ્રેમાળ એવા એઓશ્રીએ જ્યારે ને ત્યારે કલાકોના

કલાકો ગાળી મારી એણીએક મુંઝવણો ઓછી કરી છે. એ માટે એ જુની ગુજરાતીના જરા જીર્ણ અને પૂજ્ય સાક્ષરશિરોમણિનો હું કેટલો બધો આભાર માનું ? વળી સોસાઇટીની પ્રતોએ મને અનેકવાર ઉપયોગ કરવા દેનાર ને કીમતી સૂચનાઓ આપનાર મારા સાહિત્યરસિક મિત્રોમાંથી રા. હીરાલાલ પારેખ, રા. મંજુલાલ મજમુદાર તથા અધ્યાપક ગજેન્દ્રશંકર પંડયાનો પણ હું ઓછો આભારી નથી. સભાના સહમંત્રી મારા મિત્ર રા. અંબાલાલ જાનીનો તો મારે ખાસ ઉપકાર માનવો જોઇએ. એમનાં વખતો વખતનાં પ્રોત્સાહનો અને ઉધરાણીથી જ હું આ કાર્ય આટલું મોડું છતાં પુરૂં કરી શક્યો છું.

મારા આ રંક પ્રયાસથી આ બન્ને કવિઓના અભ્યાસીઓને હું જરાએ મદદગાર થઈ શકીશ તો મારા શ્રમને હું કૃતાર્થ લેખીશ. મારાં ઘણાંએક શંકાસ્થાનોનાં તેમ જ ત્રુટીઓના સમાધાનો આપણા સાહિત્યરસિકો તરફથી આવે એમ ઇચ્છુ છું અને એમ થશે તો આ કૃતિઓના પુનઃમુદ્રણ પ્રસંગે એમનો હું ઉપકાર સાથે ઉપયોગ કરીશ.

ગુજરાત વિદ્યાનિકેતન,
ડભોડા, ( મહીકાંઠા )
તા. ૨૧-૯-૧૯૨૯.

શંકરપ્રસાદ છગનલાલ રાવળ

# પ્રબોધ બત્રીશી

અથવા

## માંડણ બંધારાના ઉખાણા.



### ભક્તિ વીશી.*

આગઇ કવિઆ મોટા કવિ, જે બોલઈ તે વાણી નવી.
ગંગા અતિઘણ પૂરઇ વહઇ, સકતિ આપણી જલ સગ્રહી.
ગુણસાગર એ ભરીયા તોવ, 'ચોરી ભાગિ સુધી ન હોઇ'. ।૧

મૂરખ નઇ મતિ દીજઇ કિસી ? હીઇ ન જાણઇ કાંઇ ઉલ્લસી,
જેતા અવગુણ તેતા ગ્રહઈ, ગુણની વાત ન એકુ લહઇ.
મનિ જાણઇ 'મારઇ છે ઝખ,' 'બહિરા આગલી વાયુ સંખ'. ૨

ખિણ સાભળવા શ્રોતા મિલ્યા, જાણે 'તિલ કોદ્રવમાં ભલ્યા'.
'તેહની ધયસ્ત્રિ ન ઘાણી હોઇ', 'વાચિ વ્યાસ ન બૂઝઇ કોઇ'.
ઇમ કરતા તે નવિ છૂટીઇ, 'સેવતરાં લાગિં કુટીઇ'. ૩

ભૂત પ્રેત વૈતાલ પિસાચ, તે પૂજ્યઇ સ્યું દીઠુ સાચ!
પર ભવિ ભૂખ્યા તે વનિ ફિરઇ, તુ તુમ્હારા દુખ કિમ હરઇ?
'ગોત્રજ ગદીઆણાની કહઇ', મણનૂં તિલક'ભાર કિમ લહઇ? ૪

ભગત હીન નર વાછઇ ઘણું, સુકૃત કર્મ નહી પોતાતણું,
'વલોઇ નીર વાછિ ઘૃત સેર', 'સાયઇ નવ નઇ ચૂટઇ સેર'.
'દુબલો કણબી કરમણુ કરઇ, બીજ ભાતચી બિમણું વરઇ'.
'ખેડઇ છઇ પોગલી ખેત્ર, ખડહડ દિસિ નઇ આઠમિ વેત્રિ'.

---

* આ વીશીની શરૂઆતનુ એક પાન તુટેલ હતુ. તેમા સાત દુહા હતી. ખોળતા ખોળતા ઝગડીઆના ભંડારમાથી ઉખાણાના થોડા પાના મળ્યા. તેમા આજ ગ્રંથના ઉખાણા હતા, તેથી ખુટતા હતા તે તેમાથી ઉતારી લીધા છે.

ઇમક કરતાં કાંણીગણુ ચડું, ‘ કુબલી વાઢિ છીંડું પડું ’. ૫
એક સાહ નઇ બીજુ ચોર, સાહ સૂંઆળુ ચોર કઠોર.
મલી ગોઠિ નિં ચઉહટી ચડયા, લોક લાખની દ્રષ્ટિ પડયા.
ચોર સાહનિ સંગતિ જોઇ, નગરતલારિં સાથા દોય’.
રાય રૂઠો સાહ કિમ ઉગરઇ ? ‘ સૂકઇ ભલતાં નીલું બલઇ’. ૬
રૂડું કરવા હીંડઇ સહુ, જાણુઇ વાધઇ મહોતજ બહુ,
કાંઇ ઉપરાજી રાખું નામ, મોટાં મોટાં કીજઇ કામ.
ચ્યાર પાંચમાં મોટા થાઇ, ‘ ગ્રથ વિના ખોલા પથરાઇ.’
ઇમ કરતાં ઘર ચાંપટ બિઠું, ‘ બિલાડી કાઢતાં ઉંટ પઇઠું’. ૭
સિર તણા સમારઇ કેસ, આલ્યાનુ ન કરઇ અપદેસ.
‘ ચુરઇ બાઇકા અવાસી કરઇ, ઘરમાં રાંડુ ભૂખિ મરઈ. ’
કોઇટ ભોલ ત્યાંહાં ભોલઈ ઘણા, તે નર ‘ ઠાલા નઇ વાજણા’. ૮
નિખિ પખિં હોમ કર્યા નરિં ઘણા, જાંણ્યૂં વીર હસિ આપણા.
વિણુ કિયાં ધરિ ‘ જંહૂં મૂલ, ’ ‘ પેટ ચોળી ઊપાયૂં સૂલ’. ૮
મંત્ર અપાસિ મ આપ વિગોઈ, ‘ લેતાં નવિ મૂકતાં નવિ કોઈ’,
‘સર્પ વિરાંસિં છુછુંદરિ મરઈ, મેહ્લિ આંખિ લીધઇ તનુ ટલઇ ’
‘ રાંધીશું સહીયાં માંડીઈ, હેલી બાઈ કહિતાં ફંડીઇ. ’ [illegible]
કોઇટ મંત્ર નઈ કોઇટ દેવ, કોઇટ માટઇ માંડી સેવ.
‘ નાઠા ચોર તલારક જોઇ, ’ ‘ કોઇટ પંચાં કુઠસુ ’ હોઇ.
ચેલા ચૂક ગોપ સાંમટુ, ‘ સસરૂ અંધ નઇ વહુ સરગટુ.’ ૧૪
હરિભક્તિ શ્રી સુખ સાંપડઇ, હરિભક્તિ યશ મોટા ચડઇ,
હરિભક્તિ નર નિર્વિઘ હોઇ, હરિભક્તિ કિંકર ન વિગોઇ.
હરિ છાંડી નઇ અન્ય આરાહિ, ‘ કોઠી સરખા કાંઠા ખાઇ. ’ ૧૫
પમભાણુ નર તીરથ કરઈ, પમભાણુ બહુ તપ આદરઇ;
પમભાણુ વનિ યોગી થાઇ, પમભાણુજ કલેશ કરાય;

પર્યંકિ પુછ્યાં હરિ ગુણ લીયુ, ‘શુલિ મરિ તુ ત્વય કાં દીઉ’? ૧૬

તુ રથ એહ તુ જુ ઘરિ તિજુ, પાણિ એહ તુ જુ કહિ ભજુ,
અવણ એહ સાંભળવુ કાંઇ, ચક્ષુ એહ કહિ સાહમુ જોઇ.
એમજ મહિત હોઈ હરિ વઠઇ, ‘કાંઈ ન હ્યુ તમ્હે મધુ આકઠિ’! ૧૭

પાપ તણુઇ પ્રભાવિં કરી, એ કાયા માયા આવરી,
ઢિંકરિ કરી મૂકયૂ આપણુ, નાંમ ન જાંણ્યુ યુગપતિ તણુ,
સત્સંગતિ તજી કીધ આધ, ‘ડાકરિ નઇ ઘરિ પિઠુ બાધ’. ૧૮

દંભ અહંકાર તણાં સાંચર્યાં, જન્મ કોડિ પાતક પરવર્યાં,
મોહ બાણ મેહ્લિ અતિ ઘણાં, રાખિન ચરણ શરણ તહ્મ તણાં;
નારાયણ નામિં શૂં કીયૂં, ! ‘વાઈ વાહલ યમ ઠેલીયૂં’ ૧૯
શંઘ તણુઈ બલિ શંઘજ રહિ, (તિમ) તાહરી માયા તૂંહજ લહઇ
ચેન કરંતાં સૂધુ કાય, મઝ મન રાખિન તોરે પાઈ,
કહિ મંડણ અહાચા નૃપ હોઇ, સ્વામિ વિના કુંણ સાહમુ જોઈ!૨૦
ઇતિ ભક્તિ વીશી.

---

## ગૃહસ્થાશ્રમ વીશી.



ગ્રહાશ્રમ ધર્મ એ સાચવિ ખરુ, બીજુ નહીં કો તે ઉદ્ધરૂ;
બહુ તિર્યંક યોનુઇ ઊદ્ધર્યા બીજા ભવજલ કોટી તર્યા,
ચ્યારિ પદારથ નહી યે વિના, ‘મગ માહલિ મ મવિ ચોરના’ ૨૧
કૂડું બોલ્યું ઘટાવી આય, અયુક્તિ અશનઇ અગ્નિ ઉર્ક્ષાઈ,
રોગા કુપથ્ય કરી નશિ ઘણા, એ ‘શાવિ આયુધ મરણ તણાં’,
‘કાંઈ કુશલ કેતાં પૂછીઇ ? કુહાડે કાપડ કુટીઇ ?’ ૨૨
નર શ્રીવંત ન દીધૂં દાંન, જાંણી યોગ ન ધરૂ જ્ઞાન,
કેલવંતી ભતારિ નવિ રહી, સ્વામી ભક્તિ તાં સાચી નહીં.
વાહન ભૂત રહ્યું અણભણ્યું (એ) ‘વારુ ભિખિ પાડું ચણ્યું’.
મોટાં સરસૂં માંડયૂં ઝૂઝ, વિરી સરસૂં વિમાશ્યું ગુઝ,

બ્રિમ પાણિ પાગ્રી મૂગીઉ, આલસ વાલી નવિ આપીઉં.
સાહજિ સરજિ આંણ્યું પાપ, 'ગડતાં વાઘ ઘડ્યુ હરિ આપ' ૨૪
પ્રીતિં ઘૃત કલા શીખય્યુ, હક્ષ દૈવ કરૂ શરિ નવુ,
લોપી ગુરૂ નઇ કૂડુ કીઉં, તાત ત્યજી તનું અન્ય આપીઉં.
સગઇ થૈ શું કીધું આપ? આણી ' ઘાલ્યુ સુડિ સાહિ સાપ. ' ૨૫
પંચ મહા પાતક યે કહ્યાં, દોષ શવે જાંણી નઇ રહ્યા,
વિષયા પંચ ન વારી સક્યુ, તે તુ નર હીંડઇ તિચક્યુ.
પ્રાશ્ચિત કો મઝ મોટૂ દીઇ ? '(ભમ) પાણી પીનઇ ઘર પૂછીઇ'. ૨૬
દ્રોહ કરી નઇ ધન આણીઇ, છદ્રિ બોલિ રાઉલિ જાંણીઇ,
ગણિકા સંગતિ સંતતિ હોઈ, ' પાલા ટલીયા ખર આરોહિ'.
વર્ધકીનૂં મન વંછ્યૂં માંન, ' સોનઇ શું યે ત્રૂટઇ કાંન ? ' ૨૭
' એક છદ્ર પીયારાં કહિ, તેહના પિતર ન પાંણી સહઇ,
રાઉલિ ધન જાઇ તે મૂલિ, ' ચાડ તણિ મુખિ આવઇ ધૂલિ'.
ગો ગોવાલ વિના યેમ મરઇ, ' ખાઇ સાપ અંત્યજ અપગરઇ'.

કૃપણ ધન સાંચી નઇ મરઇ, ધૂલિ સરસૂં સાટૂં કરઇ,
કાંન લોઝ નવિ આદર કીધ, જાય સુત મુખિ નીર ન પીધ.
આગઇ કર્મ આરિ કરિ જાઇ, ' ધોબી નીહતઇ ગાધિ ખાઇ '. ૨૯
વરતણ સારુ વરુ નવિ કરઇ, બલ સારુ બોલી ન વિસરઇ.
ધન સારુ નવિ વિણજ કરઇ, પુણ્ય સારુ ન મુખિ ઉચરઇ.
વિદ્યા સારૂ વાદ ન કરશિ, ' શેહિ સવાદિ, વધિ વાર શિં ? ૩૦
એક કાંમી પગિ બેડી ભરઇ, બીજા અધિક કરવો ફિરઇ,
ધ્યાન મુરિત જાંણિ આપણું, તે વિષયા ઉપરિ રહિત ઘણું,
દેખઇ દુઃકૃત ફલ રડવડઇ, ' વારીતુ નર કૂઇ પડઇ'. ૩૧
ચણ વાંછઇ દુષ્ટ ભાવ ન જાઇ, વિદ્યા રસ નઇ આળસ કાય.

સુખ વાંછઈ ધરિ માંડઈ કલહુ, તીરથ આસ દરિદ્રિ રાંધલુ,
ધન વાંછઇ ધર્મ નાવઇ હેઈ, 'સાપિ ખાધુ આઉલિ ચાવીઈ'. ૩૨
નાહનપણુઈ વાવરીયા ઘણું, વિષય વિન રહ્યું તરુણાયણું.
ત્રીજી વઈ ધરભારિ ભમ્યુ, સઘલુ ' જન્મ આલિં નીંગમ્યુ,'
કાં નવિ ચેત્યુ જુ અયુ વડુ ? નાહુ સમુદ્રિ અનઇ કોરડું! ૩૩
નામ લેઅંતાં ગરઢુ થયુ, ફલ નવિ દીઠું, થાકી રહ્યુ,
પાપ સમૂહ ન જાતાં દીઠ, ઉલગ ઉપરિ 'નાવી ત્રીઠ
ભગત તણી ઘણી પૂરઇ આંસ, સ્વામી સેવ 'સુ તિમ પંથાસ',૩૪
માતા પિતા મેહ્લી દીકરૂ, પૂજઇ દેવ કરઇ બહુ બરૂ,
માઈ બાપ સૂઆં ટલવલી જાત્રઇ જલ દીધું અંજલી,
જીવતાં યણુનાહાર નવિ ઠર્યાં, ' ઘર બાલી નઇ તીરથ કર્યાં '. ૩૫
વાહવની સૂદ શશ્રૂષા કરઇ, સ્રી ભર્ત્તાર ભક્તિ આદરઇ,
ભૂપતિ પ્રજા પાલઇ આપણી, પુત્ર તાત સેવા કરઇ ઘણી,
એક અર્થ સાચુ એ લીઇ, ' આંડની ખલિ નાહિ નઇ પીઇ ', ૩૬
બ્રહ્મબીજ ભણીજાણે પાત્ર, સેવુ ગુરૂ વિણુ કીયા છાત્ર,
માતા મનુ વિભચારિણી, પૂરિત પાપ પિતા શરિ ઘણી.
કોધ મ ખંડુ કામિની કંત, ' ધર્મની ગાઇ ન જોવા દંત '. ૩૭
સ્રી ભર્ત્તાર ભક્તિ નાદરઇ, એક બોલ ના હૈઅડઇ ધરઇ,
અંતા માન ન મેહ્‌ર્યું જાઈ, મરણ લગઇ સુવાડી રાઇ,
પુરૂષ પિરાયાના ગુણ સ્તવુ, ખણવું ગિરિ ઊંદિર સાહિવુ'. ૩૮
અઢોતર વર્ણ પૂજઇ દેવ, બ્રાહ્મણ આવઇ કરવા સેવ,
બેસી કરઈ પવિત્ર પાટલા, તે પ્રતિમા શશ્રૂષા ભલા,
' આંધી ગાડર રૂની આસ, પોતાનુ ખાધુ કપાસ '. ૩૯
બ્રહ્મા ધરિ બેટી સરસ્વતી, તેહ સ્વામિનિ ઊપજઇ મતી,
મતિ ઉપાઇ બુદ્ધિપ્રકાશ, બુદ્ધિ તણુ એ વાગવિલાસ.

જ્ઞાનાતીત ગીત કિમ લહઇ ? માંડણ નાંમ લવારી કહઇ. ૪૦

ઇતિ ગૃહસ્થાશ્રમ વીશી.

# માયાવીશા.



જપરી કર્મ કર્યો પાતાલિ, તે તાં દીઠાં દશ દિક્પાલિ,
દેખઇ પંચ ભૂત આતમા, તે નવિ ઉલખીયા તે છતા.
કિમ નવિ અવિની ઉપયશ લહઇ ? 'વૂઠા વાટ વટેવાહુ કહિ'. ૪૧
કર્મ વિપાક ન જાસિ વહી, ' માથાના ઘા ભૂલૂ સહી, '
' સુએ વરસે નહીં સહિવાસ, ' યમ જોસિ તેતાં તપાસ,
પામશિ સંયમ નીયમ પડગ્યુ,' ઘણુા કાગ કરિ ગોહડ ચડગ્યુ. ' ૪૨
કોઉ કુષ્ટી નઇ રાક્ષા રોગ, પાવા પીડિ ભગંદર યોગ,
કંપવાય બીજા બહુ ઘણુા, એ વિપાક કીધા આપણુા.
લોમવતાં કર્મ કાંઇ કણમણુઇ ! 'દીઅર સારૂ કો દીકિરા યાણુ'? ૪૩
નેત્ર કર્મ સહિ નેત્ર વિકાર, શ્રવણુ કર્યું સહિ શ્રવણુ કુઆરિ,
અવધિ કાંમિ કાંમિ મૂકીઉ, મદિરા સુખ દુખ દાંતે દીઉ,
' મે કરશિ અહાસ નર તેહ, ' ' વાંકા લાકડ વાંકુ વેહ. ' ૪૪
કાં નવિ દેખુ વસ્તુ સમુ ? યમ 'ભીખારી ઉહા યમુ, '
' સાન વિહુણુ સહિજિ મરઇ. ' ' પાણી પાખઇ નર યમ તરઇ '.
' અંધ ચડયાં પગ સાહ્મુ જોઇ,' એણિ છરિ ક્ષોયૂં સહુ' કોઇ. ૪૫
જે કીધાં રૂઠાં પાડુઆં, તે સંધાં જાણુશઇ જન મૂઆં,
તે ભોગવવા શરિ આપણુઇ, કઇ છૂટસિ ઉલગિ હરિ તણુઇ ,
ઘરિ ઘરિ કરતુ છીંડિ મ પૂછ, કહિ 'સાહી મઇં કામ ન કૂછ'.
સદ્ગુર વૈણુ મ લંઘુ વાડિ, ' કિ ત્રૂટઇ કિ અદિ નિલાડિ.
સમૃતિ વાક્ય તણુ કરિ સોર, 'જાગતાં નવિ લીજઈ ચોરી'
' મોલા નઇ કિસ્યાં હુતી ગાઇ ?' 'વિહાંણું' છાબડિ ન
ઢાંકયૂં જાઇ. ' ૪૭

જાંણી આગલિ યમનુ હેલ, યમ ' માખી ખડી માંહિ તેલ'.
અતકાલિ અંતક જવ લીઇ, 'વિણુ હથિઆર કિમ ઝૂઝીઈ ?'
ગૂંથિ ન નારાયણનું હાર, 'ગાણી ગાઈ નવિ પઇસઈ ચોર'. ૪૮
પૂર્વ પુરૂષ હૌઆ અસંખિ, મરતાં આવ્યા દેખિ અંખિ.
હવઇં તાહરૂ વારૂ આવીઉ, અણમંબલિ કાં રીસાવીઉ ?
જુ તાહરિઇ કરિ યમકર ઘશું, 'ઉકલ્યાં સાંહાસુ ચુક કિશું? ૪૯
કાં ભય આંણુ ભૂપતિ વૃંદ, કાં ભય આંણુ યમ પ્રચંડ ?
કાં ભય આંણુ ગર્ભ વેદના, કાં ભય આંણુ આમઇ જના ?
ટાલિન અંતર મલનિ વાસ, 'વાહયૂં ગલૂં નઇ કીડુ સાસ' ૫૦
કબધી મન નવિ રાખ્યાં સાધિ, મૂઆં યમ જીવતાં સ વ્યાધિ.
બાહરિ લોક વિગોઇ ઘણું, ઘરિ દુઃખ પીડઇ કરિદ્રહ તણું.
'ચોરવાહર બલ દેવ્યાં દીઉં, એ પાઠા બિહુ પરિ આવીઉં'. ૫૧
જે તઈ સ્મૃતિ ન કીધુ ભેદ, તીરથિ તથા દાંન કરિ છેદ.
·આંણેચિ જાં તુ યમકરિ ચડી, 'ગૂજરાત ચેરી સાંકડી'.
વિસન વધારી તઇ ' વિષ વલી, ' ' કુહી બાંહ સવાદી ભલી'. ૫૨
સાધૂ ધનાશૂં સાંભલી પુરાંણ, કૂચર સુખ માત આવ્યૂં માંણ,
નામ માત્ર સુખિ રહીઉ રાખિ, કર્મ કરંતાં કીધુ સાખિ,
પર ઘરિ પય મ નાવી જોઇ, ' બાબા ડાવી કહિ નવિ કોઇ'. ૫૩
જાઇ કાલ સુયુવતી સંગિ, કે જાઇ પર વાત પ્રસંગિ,
નિદ્રા વશિયાં જાઇ અર્ધ, જાઇ બાલ યુવા નઇ વૃદ્ધ.
જેતુ કાલ ગમ્યુ હરિ લાહિ, એહૂ ' ઉંદલ ઊંધા માહિ'. ૫૪
કર્મ તણિ વશિ લિ અવતાર, કર્મ તણુઇં વશિ યમનુ માર,
કર્મ વશિ દુઃખ સુખ ભોગવિ, સુર અસુર કર્મવસિ સવઈ
કાંઈ ન તૂં હાર શરણુઈ જાઇ ? 'ઊટિ ચડયાં ઉદૈડ ન ખાઇ' ! ૫૫
સત્વ રજ તમ એ તનુ બંધ ' આવી અગડ ઉલખુ સંધિ.'
યે હય દ્વારિ તે શુધિ ધરઈ, 'કોવિદ કેડિ ન કૂડી કરઇ.'
સ્વભાવરૂ સાત્વિક સમવાઈ, આવી ' કોઇલિ મારી વાય '. ૫૬

રક્તવિકાર શમઇ વારુણી, ગ્રંથિ વિકાર દેવ પશુ હણી;
વાઈ વિકાર શમઇ ગુરૂ ગિલ, જખ્મ વ્યાઘ્ર ગોમાયસ તેલ.
જીવી કરવા નઇ બહુ આસ, ' કોઇ ન જીવિ ત્રણિ પંચાસ '. ૫૭
એક કલપના નડતી વારિ, દેવકન્યા ધરિ ખેલવિ નારિ.
અંતઃકરણ રાખુ હરિનામ, બિઠાં તાંણી આંણુ સ્વાંમિ.
નિજ સંસાર મથેડેઇ કીઇ, ' વિટ ભાંગુ છેછક છાંડીઇ !' ૫૮
એકજ અંતર મન ચોખાલિ, પંચાગ્નિ મન દેહ અજાલિ,
ઉંધિ મુખિ લોડાવિ મ કાઇ, ધૂમ્રપાંન મન રોધશિ વાઇ
નાંખી રયણ નૈયણિ નિરખીઇ, એ 'યમ ડસકે ન પ્રીણીઇ.' ૫૯
બ્રહ્માંડ કોટાકોટી ગાંમ, એક સર્વથા વિષ્ણુ વિશ્રાંમ.
યમ નદી સહુ સાગાર મિલઇ, તિમ પ્રાંણી હરિશું મિલઇ.
કહિ મંડણ વિશ્વંભર દેવ, ટાલિ ન તૂં ' ઊધારિ નિખેવ. ' ૫૯

ઇતિ માયાવીસી

---

## દાનવીશી.

૱૱૱✻૯૯૯

સુધું નવિ દીધૂં સાંભલૂ, 'ભાવ વિહુણું દત્ત દૂબલૂં',
કોહિરિ રાલિ સાલિ નહીં હોઇ; ' વાગ્યા વાલ સાલી નવી હોઇ,'
'જુ રૂઉ ફૂકુ આપણુ, દોસ કિશુ સુતવાલિક તણુ ' ? ૬૧
દીધૂં દાન કરી ભયભીત, 'દીધૂં દાન સેવાનિ' ચીંતિ;
દીધૂં દાન તે લાજઈ કરી, દીધૂં દાન લોભ આવરી;
ભાવમેઘ વિણ વૂઠી તોઇ, ' કારે ઘડા ભર્યા મ ન જોઇ. ' ૬૨
એકે દાંન નશાચર ગ્રહઇ, એકે દાંન પિશાચી લહઇ,
એકે દાંન પશુ થૈ ખાઇ, એકે દાન તે આલિ જાઇ.
વેદ વિના જે વિધિ આદરઇ, 'આંધલુ પણુઇ નઇ કોરડુ ચિણુઇ '૬૩
દિ દિ દેવ ન નિરખઇ ભાલિ, ' વાવી વાલ નઇ વાંછઈ સાલિ,

'માગિ મેર દાન એક જવ, થોડૂં રાંધિ નઇ મૂં દાવ'.
કરિ મૂકી કયાત્રક તણુઈ, ' કહુ લૂકડી વાઘ કિમ જિણુઈ ? ' ૬૪
જે તોરઇ દત મૂલ ન હોઇ, તુ તૃષ્ણા મ ન આપ વિગોઇ.
(જી) ' દીધૂં હોસિ કેણિ કાલિ, તુ આવી ફલશિ અગાલિ. '
જુ ' જલ કૂઇ હોશિ ઘણૂં, તુ આવશિ અવાહિ' આહણું. ૬૫
દીધા વિણુ નવિ કાંઇ જડઇ, ' કુઠ નહીં ચે વાઇ પડઇ.'
' ભાઇની ભાવિજ માંનીઇ, જુ પોતાનૂં થાલ ન લીઇ. '
દીધૂં કાલિં પામશિ સોઇ, ' રાંધીવાં નર કાંઇ રોઇ ? ' ૬૬
ઉત્તમ મધ્યમ ધરીયા દેહ, અધિક ન ઉછા સ્વામી ગેહ.
' ભૂપતિ આપઇ આખૂં ગામ, ભાવિં રાંક દિ બિસણુ ઠાંમ;'
દીનપણું આંણી કાં રહુ ? ' લાલુ લઘુ નઇ કેશાવ વડુ. ' ૬૭
થોડા ભણી મ દેતુ રહિ, એક ગાઇ લક્ષ જામલિ લહિ.
જોઇ પ્રમાંણુ કારશી તણૂં,' મણની તોલ કરઇ સિંગણું '.
નૂંનાધિક લેખૂં મ ગિણુ, કહઈ ઇમ ' ઘર સારૂ પફુહલુ'' ૬૮
દાંન કોડિ ગૌ નૃપ નકિવાસ, એકઇ ગાઇં છોડવ્યુ પાશ.
છત્રધાર છત્રછાહ્યા ઘણી, થોડઇ સતે માંનિ તે ધણી.
જી દીજિ દોહિલૂં આપણું, તે જન જાણુ ' થોડઇ ઘણું'' ૬૯
દાંન તણુ વિધિ લક્ષ્મી હાથિ, ગ્યુ પ્રતિબોધ તે વિઘા સાથિ,
' આવુ બિસુ પાણી પીઉ, એ માહિં કુણ ગ્રથિં લીઉ ? '
જુ એ ' આંબા રાઉલા હોઇ, વારઈ કુણુ ગચરકા સોઇ ? ' ૭૦
ઉદ્વેગ માણિ નર દૂબલા, નિરતિ નિહાલે છિ જગલા,
તેજવંત તપદાનિં કરી. બિલસંતાં વિધિ પૂજા હરી.
તે મોટાં સાંહુ કાં જોઇ ? ' રાંડી કાંઇ તે પાખરિ સૂઈ ' ? ૭૧
ચબકા ખઇકાં થાકુ કાઈ, ભારવહા તસ ચાંપઈ પાઇ,
કણુ નીપાઇ કૂકસ ભોગ, સારા સૂર તણા ઘરયોગ.
'આખુ ખણુઈ અહિ કારણિ' ગેહિ, 'તડિ ગાલિ તડિ બૂસટ' તેહ.૭૨

બ્રાહ્મણ કરિ મૂકયું વાતરૂ ગ્રહ સઘલા અદ્મ પીડાહરૂ,
માથિ કણ ફેરવીઉ સેર, જાઉ ઘરતાં આમઇ મેર.
પાડી હોડ કુટીઆ તણી, 'રૂડુ પડિ ડભોઇ ભણી '. ૭૩

રસના રામ વિના મોકળી, ચક્ષુ ચતુર્ભુજ વિણુ બહુ ચલી,
પગ પીતાંબર વિણુ બહુ પલ્યા, કર કેશવ વિણુ વિધ વલ્યા,
ફૂડીઘા મશિ કાયા ખઇ 'જા' જીવઇ તાં સીવઇ ગઇ.' ૭૪

દેઇ દાંન મ કરિ ઉરતા, પ્રસવ કાલિ શું પોતિ હતા ?
કો લેઇ જાતુ દેખઈ શરઈ, રાજાભોજ તલાહાર કરઇ;
એ ઉપકારિઇ માન વિલાઇ, 'ઠાકુ આવ્યુ નઇ ભૂલુ જાઈ'. ૭૫

ચોર તણા મંદિર સુર દાખિ, આર્ય કોઇ અંતિ પીડયુ ભાખિ.
'રાજહંસ મણિ મોતી ચિગુઇ,' વિષ્ટ વિસન તે વાયસ તણુઈ '
'કો વારૂ દાખુ વાગરી, ? યશા દેવ તિશી પાતરી '. ૭૬

કિમ કરૂણા આવઇ આમથી, ચોર ન હાંનિ પરચાદથી.
કિમ કૂડઇ કરમાઇ મદી, 'ખાંટ અમૂલ અભાવ ન નદી
પુત્ર કપાસી સોના તણુઈ, ' પલ અધ પુલનાં લેખાં ગિણુઈ '. ૭૭

'રાહુ સૂર શશિ વિગ્રહ રાઈ, વિગ્રહિ રાઈ પ્રજા ક્ષય જાઇ ',
વાતપિત્ત કોપિ તનુ કાલ, ' દંપતી વાદિં શીખિ બાલ, '
મન મોહિ ફલ ઇંદ્રી લહઈ ' પાટા વઢિ ઝાડ ક્ષય કહિ ' ૭૮

નિગમ નિરંતર રહીયા નામિ, સમ્યક સ્વસ્ત્ય ન જાંણુઈ સ્વામિ,
સ્તુતિ સારદા નિરંતર કરઈ. સ્વામી સ્વરૂપ ન બોલી શરઈ,
'થોડી બુદ્ધિ લીધૂં હરિ નાંમ. ' ગાલ માંહિથા કાઢયા કાંન. ' ૭૯

ચે શ્રુત વાંણી તોરી લીધ, ' સૂરય આગલિ દીવુ કીધ; '
યમ રત્નાગુર માહિ મંકીઉ, 'નામ માત્ર મણિ એકજ લીઉ,
કહિ મંદણુ જુ ગાઢુ જાંણુ, ' મા આગલિ મુહુસાલ લિખાંણુ. ' ૮૦

ઇતિ દાંન વીસી.

---

## પાખંડ વીશી.



પાખંડી ગુરૂ માથઇ કર્યાં, વામી વેદ ઉવટિ સાંચર્યા.
ધર્મ તણી હાણિ નવિ સરયું, ઉપરિ આલિ ધન વાવર્યું.
મિથ્યાલાપિ હૌઆ સંયમી, 'ભઈસિ કેડિ પાડી નીગમી.' ૮૧
પાખંડી પૂજા આદરી, બઇઠા મૂર ત પાખલિ ફિરી,
કહિ કુલયુગનુ જોઉ પાર, એહવા ભકત ગુરુ તેહવાઈ.
'નાર સતી પુરૂષ તિમ સંતુ, ગાધિ ગૂણિ કલશીનુ વિતુ.' ૮૨
બહુ પાખંડિમતીના લોક, સર્વ વિખા ણુ શરિ બહુ ફોક,
'ઘોડઇ ચડયા કોઇ નવિ કલઈ, અહિ ગાધિ સહુ જોવા મિલઇ,'
'જુ બઇઠા નવિ નિરખઇ કોઇ, તુ ઉભાં દીઠઇ શૂં હોઇ?' ૮૩
'મીચઈ આંખિ ન મીચઈ હેઆ, ન ચલઈ કાછ ચાલઇ ધોતીઆં,'
'લાઈ ભૂતી વિભૂતી ન લઈ, તન માકતી નઈ મન સાંકલઈ.'
'દાંમી ઊંટ સકિ નવિ કોઈ, એ ગાહાદિ ઠામંતાં જોઈ.' ૮૪
'અંગિ રાખ મનઈ રાખડી, બાહરિ બાગ માંહિ બાંગડી.'
'ભાલિ ચંદન મન માડિ ચંડલી, માહિ વન અંતરિ વની,'
'એ ગુડીયા સંધારા દોર, અણદેખણીતે રાજા ચોર.' ૮૫
ટીલાં કાઢઈ મ ટ્રોકર થાઈ, મૂઢ મિરિહા મંડન કાઈ.
હોઠ હલાવિ જપ જાણિવું, પૂજા ધાટ મ સિલહલવુ,
એ વિધિ જાણુ ડંભક તણી, 'ખા ચોરી (નઇ) ગુલ આપણુ' ૮૬
વૈષ્ણવ ધર્મ લોક નઇ કહઈ, કરણી ચંડાલી મધ્ય ગ્રહઇ,
'સહિ તુ ટાલિ બિ શીસ ન હોઈ, મહિપી ઊંટ ન ચારઈ કોઈ,'
કિમ હોશિ નામિ નિર્મલાં? 'કાલિ ઊખલિ બિ મૂસલાં.' ૮૭
જુ યોગી તુ કાઈ ક્રોધ? આતમ સુખ તુ કાઈ નિરોધ?
મન્યાસી તુ કાઈ અસંતોષ? જુ તપ તુ શૂં કારણ લોક?
જુ વિદ્યા તુ કા કૂડું કવઈ, 'માથા માનિં શીસક શવઇ. ૮૮

વૈષ્ણવ કાહાવિ નહિ નવિ એક, ખટ ક્રિયા વિણ બ્રાહ્મણ વેષ.
જ્ઞાંન હીન જ્ઞાંની માંહિ ભલઈ એક પ્રશ્ન પૂછી નીકલઇ.'

ઇંદ્રિ સાધિ નહી કહિ સપ ' 'કૂડઈ લોહડઈ કટક જુ ખપ.' ૮૯
ગ ન જાંણ્યુ જોગી કહઇ, 'ખમણુ તુ જુ ખમ નર હુઇ'
ઇંદ્રિ વશિ તુ વૈષ્ણવ નાંમ 'પાખંડી પંડિત પરણ્યાંમ'
કૂડા બોલ ન આવિ વરઈ, ' 'વિણુ પાંણી મોજાં ઉતરઈ '
રોલી રાખ લાખ સિદ્ધ માઇ 'ઢોઆ સાધ વ્યાધ ધરિ ખાઇ'. ૯૦

પૂતાલી નઈ ધન લોગવઇ, વાંઝઈ યશ કિમ રૂડુ અવઇ' ?
જમ સ્વપનિ લીદુ પ્રાસંગ, ' દેખી ઉનયા હોઠયુ કુંભ. ' ૯૧
જોગી વિપ્ર વૈષ્ણવ યન યતી, ' રૂપિં રૂડા ન લહિ મતી. '
કે કે માંહિ પાખંડી કરઇ, નવિ નિર્મલ ઉપરિ મન ધરઈ.
જુ જાવા લહિ બાત વિચાર, તુ ' લુંડી જાઈ કેદારિ. ' ૯૨

આસન નિદ્રા ડોલઈ શીસ, પુહુ કહિતાં આવઇ રીસ.
જવ દેહૂ ખઈસી તપ કરઈ, દેતાં દાંન ક્રોધ મનિ ધરઈ.
નિર્ગુણ નીસત નાઠી નિટોલ, ' નાહે મુહે મોટા બોલ. ' ૯૩

રૂઠ પડયાં નર શ્રણ સાંભલઇ, ' પાપ કરંતુ નવિ પાછુ વલઇ, '
શીખ શવે ધરિ આં વીસરી, ' પોથાં થોંમાં નાંખ્યાં કરી. '
વ્યાસ વચનિ મન નુહિ થીર, ' ઉંટ ઘટિ જમ નાંમ્યું નીર '. ૯૪
ધરિ ધરિ પોથાના ઢિગ ચડયા, સુહુત મુખાધિ વેદ આવડયા.
એક બોલઇ એક નર સાંભલઇ, એક ' સોલ પોલિ નવિ ગણુઇ, '
દેખાડિ મોટા આચાર, ' સાજી નવિ રાંધિ કુંભાર '. ૯૫

ધંધુ ધર્મ પાપ પાધરૂં, મોહિ આંનીબિઠા ખરૂં,
શવકહિ શીખ દેઅંતાં હોઇ, બૂડંતા આપિં નવિ જોઇ.
' સાપ ડશુ કિમ ઉખધ કરઇ, ' 'ભાંડ મરઇ જમ ખાતુ' શરઈ ૯૬
માહિ મઈલા નઈ કરિ સનાંન, પરદ્રોહી નઇ આપિ દાંન,

'મુહિ મીઠા અંતરિ ગુણ જૂઆ, માહિ મોટા વિષના લાડૂઆ.
ઈમ કરતાં કિમ જાશુ પારિ ! 'મીંની જઈઆવી કેદારિ !' ૯૭
ઘરનાં પાતક તીરથિ જાઈ, તીરથનાં કોટી ગણ થાઈ.'
પાપ અજાણિ લઘુ લેખવુ, જાંણિં મેર સમાનિ ભોગવુ,
વિણ વિશ્વાધાર વાહાર કુંણ ધાઇ? 'દીહઇ ચડયૂં ચુહુટુ લૂસાઈ'૯૮
એક કહિશિં નિંદા કરઇ, 'મોદક મંદાગ્નિ નવિ જરઇ.'
રહિ 'જવાસુ જલિ સૂકાઇ,' 'ગણિકા પુત્ર ન તાત સુહાઇ.
'સવી ઘૃત યામિં નવિ સહઇ,' 'લૂંડી પેટિ ક્ષીર નવિ રહિ. ૯૯
મંડણ કવિતા નાંમી ગણુઈ, 'માથિ મણિ કાઠીંડા તણુઈ,'
કૂડી કાયા હરિ ગુણ સીધ, 'કુડી વડઇ હાથીઉ લીધ,'
ઉખાણે હરિ લાગું મન્ન, યમ 'ઉકરડા માહિ રતન. ૧૦૦

ઇતિ પાખંડ વીશી.

---

## હાસ્ય વીશી.



'પાપમતી નઈ મદિરા પીધ. વઢકણી વહુ નઈ પ્રીય પક્ષ કીધ.'
હૃદય સૂનું ભાંગિ વાવરઈ,' વ્યાધિં પીડયુ દુઃકૃત કરઈ.
'કમાગી' નઈ કસંગતિ જડી, 'યમ કારેલી લીંબડિ ચડી'. ૧૦૧
થોડી વિદ્યા ચ્યુ ઠીકરૂં, ધન થોડું ધનવંત ચ્યુ સરૂં,
'ઉણુ ઘડુ ગાજિ તે ઘણું,' 'પૂરૂ પાંણી ગ્રહઈ આપણું,
અવંઈ 'સર્વ સુવર્ણ મઈ હોઈ,' 'કીડી ચડી કાટલઈ જોઈ. ૧૦૨
પરણી નારિ તજી વનિ ગયુ, આલસ અંગિ તપસી થયુ,
કાંમ ખાંણુ ન સકયુ જાલવી, રઉવડતી સ્ત્રી આંણી નવી,
'શ્વાન બસાવઈ હીડઇ' ચકયુ, 'બાહરિ નગ્યુ ઘર ન રાખી સક્યુ'૧૦૩
કાયઇ ધીંગાઇ ધર્યું ઉનમાદ, કરિ આપણિ 'ઉતાર્યું નાદ.'
પરણી ઉપરિ આંણી નારિ, કલહુ ઉપનુ ન સકયુ વારિ.
લીધૂ 'ઓર ચિડી મુખિ' ગરઇ, આણુ પાપ કુહુ કિમ કરઈ ? ૧૦૪

'કર્મ વિહુણુ કરસણ કરઈ, મેહ નહીં કે ઢાંઢુ મરઇ.'
જુ કદાચિ વાડી પાધરી, જાઈ ચોર શવિ તે ફિરી.
ચડિ પીપલિ ચડિ નીચી ડાલિ, 'જા પિઅ લાડિ પણ કર્મ નિલાડિ'

'પાપી ધન શું વિણજ કરેઉ, બેડી બૂડિ શરસી લેઉ.
એક ચોર પુર માહિ વાસીઈ, સારૂ નયર તે ઉજાડાઇ.
એક કપુત્રિં કુલ સારૂં રલઇ, સૂકઇ બળતઈ નીલૂં બલઇ' ૧૦૬

કન્યા વેચી વિવાહ કરઈ, છાંડી સ્વર્ગ નરક પદ લહિ,
પૂરવ પુરૂપ હરિપ પાંનશિ, 'વીસ વિસા' જવ કરિ આવિશિ;
યમ કિંકરિ દીધાં અધિક વિનાં, 'પઈડ્રૂ ઊંટ બલા હાકતા.' ૧૦૭

પુણ્ય વિના નવિ પાધરૂં ક્ષેત્ર, પુણ્ય વિના ગૌ વિણસઈ વેત્ર;
બીજુ વિણજ કરઈ અપાઈ, 'કરઈ પાધરૂં ઊંધૂં થાઈ.'
પુણ્ય વિના દુઃખ દારિદ્ર નડઈ, 'બાઈડું ઘરિ કુહાંડાં ઘડઈ.' ૧૦૮

તીરથિ જાતાં પાગ નવિ વલઈ, પર કારણિ ગાઢેરૂ પલઈ,
સાંભલવા ક્ષણ ક્ષણ નવિ ગમઈ, ગુરૂ સેવા નવિ નેરસ વમઈ,
લોભિ અતિ આરાસુ માઈ, 'ઉઠયુ લંઠ જોઅણ નવ જાઈ.' ૧૦૯

માતા પિતા મારગ દાખવઈ, સજન લોક મિલી શીખવઈ,
ગુરૂ સ્મૃતિ વાંણી સાંભલિ દેખઈ, નૃપ શરિ દંડાફલઇ.
એતાં વારીતાં કર્મ કીધ, 'ભુંકંતુ ગાધહ ચોરે લીધ.' ૧૧૦

કરણી નવિ દેખઈ આપણાં, લોક ધર્મ દેખાડઈ ઘણા,
શીખલી કૂલ મભ માહિ ગ્રહઇ, બાહરિ શોભા જોઈ વહિ,
કહિ કારણિ નવિ અરચઈ રૂઉ, 'ઉઅરલી આટિ ગ્રંદૂઉ.' ૧૧૧

યોગી મિલ્યુ જડી દાખવઈ, બ્રહ્મચારિ વિષયા ગુણ ચવઈ,
જ્ઞાની ઘરિ બઇઠાં આવીઉ, ધાત કરૂં કહિ કાંઈ દીઉ.
પૂજિ મ જાંણી એ હવા પાત્ર, 'ઘર શરખી એ નુહિ જાત્ર.' ૧૧૨

ધાતુવાદિ કરઇ ધન આસ, ગણિકા સંગિ સૌખ્ય વિલાસ,
ઘરિ યામાત્ર પુત્ર કલપીઈ, તૃષ્ણાપણુ જમલ જલ પીઇ.
મૂઢ મનોરથ કૂડા ઘટઇ, ' કોઠી ધોતાં કાદવ ઉમટઇ. ' ૧૧૩

ઘરિ ઘરિ વેદ મ વ્યાખ્યા કરૂ, ગખી મનિ યશ ઉદ્ધરૂ.
શ્રી ગુરિ જ્ઞાંન કહ્યું તુઝ ગૂઢ, તે સઘલિ સંભલાવિ મ મૂઢ.
ગોપ્ય પદારથ પ્રગટ મ ચવું, ' સૂધી સૂંઠિ મહારે મવુ. ' ૧૧૪

સુખ ભોગી નઈ સાખ્યજ લહઇ, ગોપી શવે સ્વર્ગ સંગ્રહઇ ?
' ઇંદ્રિ નિગ્રહ યુક્તિ જુ જાઈ, તુ પશુ પાર પાજ નવિ માઇ ? '
' શ્વાન શકટ તલિ ભાર વાહાય, મનિ માંડા તુ લૂખા કાંઈ ?' ૧૧૫

આવી નઈ શરિ દેવ્યા રહી, ઘરનઈ કાજિ પડયાં કિહાં ગઈ ?
ગ્રામ તણી આરતિ જૂ જૂઈ, તે ભાંજેવા સમરથ થઈ !
ઝોસ ગરોડાનુ પૂછીઈ, ' યમ આંધિ આંધૂ ઠેલીઈ ' ૧૧૬

યે મનસા વાચા કૃત કર્મ, અણુ ભોગવવા કરશું શર્મ, , ,
હર હત્યા નવિ તીરથ હરઈ, છાયા રૂપ સંઘાતિં ફિરઇ,
યે અક્ષર લખીયા પટ ભાલિ, 'સુર તણી કિહાં જાઈ શીઆલિ'? ૧૧૭

જણુ જણુ આગલિ ગુઝ મ પ્રકાશિ, અંતર આંણી મોટી આસ
' માગંતા નવિ મુહુગા હોઈ, ' સહિજિ શ્રી નર પાંમઈ સોઇ,
કિમ મુહુગૂં મૂલિં વેચાઈ? ' ગાડિ ચઢયૂ ગોધુ ખડ ખાઈ. ' ૧૮
બહુ બોલંતા કહિ લવાર, કઠિણુ બોલ છિ [પર] ઉપગાર,
વિબુધા હૈઈ વિમાશી જોઈ, ' છેહા છિદ્ર વિના નવિ હોઈ, '
સત્ય બોલંતાં નુહિ હાણિ, ' પાડુ માંકઈ ખીલા પ્રમાણિ. ' ૧૧૯

કહિ મંડણ જાંણુ સાર, મધ્ય ઉખાણા તણુ વિચાર.
યે બોલ્યા મૂરખ મહા મતી, તે સુધા કીધા ભારતી
યે શમથા પૂરી પદ કીધ, ' બાપક યમ ધૂઆડુ લીધ. ૧૨૦

ઇતિ હાસ્ય વીથી.

---

# મૂર્ખ વીશી.



‘ મૂરખશું મન કરશુ સંગ, ‘ રંગ માહિ તે કરશિ ભંગ.’
‘ સોના ઝાલ મ પાંણી ખોઇ, ’ ‘મર્કટ માલિ ચડાવ્યુ કિમ ટોહિ ?’
‘ ઢેઢનંઇ રાજ કરાવ્યું કરઇ, માતુ બોકડ સુખિ મૂતરઈ’. ૧૨૨

ચે શીખામણ દીધી ખરી, દુર્બુધ્ધી નઈ લાગઇ ફરી.’
ચે અંતરિ કૂડી કોથલી, નવિ સાંભલઇ ‘ બુકી દલી ’.
સ્વામીનૂં સરયૂં કિમ ટલઈ ? મડૂં મસાણ ન પાછું વલઈ’ ૧૨૩

દુર્જન જીભ ન સીરી હોઈ, સજન સાધુ પૂંઠિ વિગોઇ.
દીધૂં મહુત બહુ જન મલી, ‘ ફૂટણહારી ચોહાણી વલી.’
‘ નવ મોદક એલચી મસાંખિ,’ આંખે દેખી ન સકિ અજાંખિ.’ ૧૨૪

ચેહની શીખ અર્થ સાંપડઈ, પામઈ સુખ દુઃખ ક્ષણ નવિ નડઈ.
‘ કીડા કીટ કપૂરિ નવિ કરઇ, વિષ્ટા વાયસ આસ આવરઇ.’
‘ રૂડઈ બોલિ લાગઇ આંશુ, કિમ ‘ગર્દભ ગુરવતુ જાંણુ ’? ૧૨૫

પહિલૂં વચન ન કીધૂં તાત, બીજી લોપી ગુરની વાત,
લોકે પુરખા ન કીધી રીતિ, ભય ભૂપતિ ન આવ્યુ ચીતિ,
‘ વારીતુ નર પ્રાંખિ પલઈ, જાં ન ભીતિં શર આફલઈ.’ ૧૨૬

સજન ધર્મ દેખાડઇ ઘણા, કિમ મન માનઇ મધ્યમ તણા ?
‘ સ્વર્ગિ ચિઠ્ઠી આવી કહિ બાપ, તુહિ ન છાંડઈ અંતર પાપ.’
‘ યસ ‘ અજાતી પતિ વચન ન સહિ, ’ ‘ હસ્તી પહલાણ ન
ગાધઈ ચડઇ.’ ૧૨૭

વેગિ પાપ નિરાંસિ કર્યાં પરિભવ પૂર સરોવર ભર્યાં,
‘ જુ પહિલૂં ડેર ઘાલ્યા હઇઇ , તુ બાઇ કહિ કિમ છટીઇ, ?
‘ સૂડકરણ ગુણ આવ્યા હઇઇ, શરમૂંડી મૂહુરત પૂછીઇ.’ ૧૨૮

દારિદ્રી દીઠાં સજનાં, વિલસંતાં વિપરીત વાસના,
પામરનૂં મન હઈઈ ગયૂં, સત્સંગતિ વિણ વાટ ન રહ્યું.
' નીલૂં દેખઈ ભીંષી ભણી, પૂકી ચક્ષુ ભાદ્રવા તણી ' ૧૨૯
સાન વિહુણુ સમૃતિ શું કરઈ? 'બહિરા બોલ ન આવઈ વરઈ.'
વિનઈ નહી જવ વ્યંહુ લેઈ, ' કુહિ નાકિં ગંધિ કિહાં લીઈ ? '
' પામર શા પ્રતિબોધા વરઈ ? અંધ અરીસુ કહિ શૂં કરઈ? '૧૩૦
' આંણીતાં આઘેરૂ જાઈ, વારીતાં વાકેરૂ થાઈ.
' સ્વાંન પૂંછ નવી ખટ માસં, તુહિ ન છંડઈ વંક અભ્યાસ. '
શીખ દેઅંતાં સાહૂમું ભડઇ, 'મુલિ લોહિ ન પોગર ચડઈ.' ૧૩૧
હીનમતી નઈ આદર કરઈ, તનુ અહંકાર ભારિં આવરઇ.
મુહુત દેઇ મનાવઇ કોઈ, ' વીંછી કાંઠુ અધિકુ હોઇ. '
' નૈરસ કાઠ ન ભાજઈ નમઈ, આછી છાશિ ન પાંણી ખમઈ.' ૧૩૨
મૂરખ નઇ દીધુ ઉપદેશ, ઇતર તેણ્યુ આણુઇ રેસ,
' યમ ભુઅગમ પાયુ દૂધ, સાજુ શીહ મૂકાવ્યુ ક્ષુધ. '
સામૂંહ સંભારિં પુર દહ્યું, 'ગહિલા ગામ મલા વશિ કહ્યું'. ૧૩૩
દુર્જન જીભ ન સારી હોઇ, સજન સાહૂમૂં પૂકિ વિગોઇ,
દીધૂં મહુત બહુ જન મિલી, ' કૂટણહારી ચોહાણી વલી. '
'નવિ મોદક એલચી મસાંણિ, આંજી દેખી ન સકિ અજાંણી.' ૧૩૪
' પાસ વિના નવિ લાગઈ રંગ, નારી સતી નવિ મોડિ અંગ .'
કુલવંતી વિણુ શીખ ન ગ્રહઈ, છિદ્ર વિણુ કો છિદ્ર ન કહઇ.
'કંબલિ ખૂલખી ન પાડઇ કોઇ, જાતિ ભાતિ પડઈ નર જોઇ. ' ૧૩૫
ગુરૂ શીખામણ સારી દિઈ, મનસા મૂઢ ન આવઈ ડિઇ.
સારા બોલ તે સઘલા ગલ્યા, ' સમુદ્ર માહિ સાતૂ યમ ભલ્યા. '
' નીલજ શુહાક ઉગ્યુ ખીજડુ, સાહ્યૂં કહિ હૌઉ છાંહીડુ. ' ૧૩૬
વિષ્ણુ ભક્તિ વિદ્યા આવડી, ' ન વીંટીઆ વીંટી સાંપડી. '
'બાંધી પાહાણુ જાણુ કિમ તરઈ' ? ' આપિ મરઇ બાપ શું કરઇ ? '

વઇગાગી વઇદાગી કહિ, ધર્મ પુણ્ય નવિ અંતરિ લહઈ,
'એકઇ કાંડિ કાંઇ ત મે કહ્યું, ?' એ વિરાંસુ દ્રીકિરા તણું.' ૧૪૫

'જુ પગિ બેડી સોના તણી, આયમ ખેપ ન અધિકુ ગિણી'.
જુ ચંદન મલિ ચરચ્યુ દેહ, મર્તિ સિદ્ધ પખાલિ એહ.
'પંકિ પંક મ ધોઉ આપ તિજિ શુભાશુભ ટલઇ સંતાપ' ૧૪૬

મઇલિ વાસસી નહીં વઇગાગ, નૃમલ એકજ પરઠઇ દાગ.
વૈષ્ણુવ અર્થ એકઈ પાતકી, અન્ય ઘણે કહિવાન સુગી.
'મોટા મરણ મૂરખનઈ રાજ,' પઇસા ઊખાણાનૂં કાજ. ૧૪૭

'ઘરનાં પાતક તીરથિ જાઈ, તીરથનાં કોટી ગુણાં થાઈ'
પાપ અજાંણિ લઘુ લેખવુ, જાંણિ મેગ અમાં ભોગવુ.
વિણ નિશ્ચાવાસ વાહાગિ કુંણુ ધાઈ? દીહિ ચડયું ચૂહુડું લૂસાઇ' ૧૪૮

અણુપૂજિ અવિગત પદ લહિ, મૂરતિપૂજ કો બીજુ લહિ ?
કોલક મતિ તહ્મો કાં વેધીઉ? 'મામા સાપ કહિનાં ફૂટીઉ.'
નિર્ગુણુ મારગ કાં આદરૂ?, 'આપ તણા મામા થઇ સરૂ.' ૧૪૯

વેદ પુરાંણુ પંથ પરહરિ, વાગ બ્રહ્મ કો બીજુ કરી, ?
અક્ષર જગ પેખીઇ પાપાણિ. વેદાતીત મ જેઉ જાંણિ.
નિર્ગુણુ મારગ કાંઈ આદરૂ?, 'સાપ તણા માંમા થઈ સરૂ.' ૧૫૦

નિર્ધન ધની પ્રતિ નવિ મિલઇ, જાણિ મિત્ર કિંવારિં ટલઈ.
'નાહ્નું નિરતું વહઇ તે વાઈ, હાથી ઢંઢોલિં ઘર જાઈ.'
'ભૂખ્યુ વેચિ મહિલા આપણી. કુમાર્ગિ કુધારા ભણી.' ૧૫૧

દુર્બલ ચે ચે કરઈ ઉપાય, તે 'ગવિ આટા રેહણિ જાઈ'
'રાંઅણહારી ન વંધ્યા મૃઈ, કૂંચ મૂંડામણ ચમ પામઈ'
મનુષ્ય મૂત્ર કાઢી કલ્પ જોઇ, 'માકડ મરણુ હુશારથ હોઈ.' ૧૫૨

જેતલિ નરિ લીધી આખડી,' રાખ્યું નહી ઊપરિશ્યું પડી.'
'વાવ્યું બીજ તણું સહિકાર, ફલ વાંછઈ વિણ વાધ્યા દાર.'

'પીતલઈ ખણ્યૂં' નથી તલાવ, જલ માહિ મગર ૧૫ડુ આવિ.' ૧૫૩
દીસિ રૂઠાં ન્યંઠાં ચીત, 'વિણસણકાલિ બુદ્ધિ વિપરીત.'
'જુ ચંગા દેખી ચક્ષુ ચલી, ઘાલઇ સાપ મુખિ આંગલી.'

'કિમ નવિ ઊપજસિ તે કાલ, 'જુ ચીભડે નીસરી વિશાલ.' ૧૫૪
મૂરખ મૌન વરત આદરૂ, 'ભીર ભલા અસલા પરહરૂ.'
નારિ નપુંસક સંગ મ કરૂ, વિનુ વિરાગ કાં નવિ આવરૂ ?

'આલસ લાઈ ખઇસુ રાખ, 'બાધી મૂંઠિ લહિ એક લાખ.' ૧૫૫
જનમ મરણુ મધ્ય મોટાં કામ. 'બોલ્યુ' બિરદ દીધી બદાંમ,'
'કની માહિ દાતારે રાઉ, ગાંમગલમાંણુ' શેઠિ યસવાઉ.'

કીડા વચનિ ન આવિ ઘાત, 'ઢંકિ વહુએ પ્રાછી વાત.' ૧૫૬
પંડિત પેખી કૂડાં કવી, જાણિ સમકિત આવઇ હઈ.
નવિ નેસાલ પેખઈ ગુરૂ છાત્ર, વિભચારણી પેખઈ પતિ ગાત્ર,

'વેશ્યાપુત્ર પિતા ન કહાઈ, દેખી સાપ દીવુ ઊડ્રાઈ.' , . ૧૫૭
ઉછવ અસુર તણાં હરખીઇ, કુંભી નર નિઃસંતા જઈઈ.
મેછન મૂકાવુ કરિ ચડી, 'ઉકરડા વાંછઈ ગાવડી,'

એ ટાલઇ તહ્મ પુણ્ય વિરા, કિમ 'માંગલિં જાઇ દીકિરા ?' ૧૫૮
'વેશ્યા વિણજ અરથ નઇ ભોગ, વરતણુ બ્યાસ પુહુચિ પુણ્ય યોગ,'
કુસમ સુગંધી વરતણુ સાર, હરિ નાંમિ ધરિ વિલસુ સાર.

'પૂરણુ ઉદર નઇ રામતિ રાજ,' એ ઉખાણુ 'કાજિ કાજ.' ૧૫૯
જોઈ જાઈ નવિ કેણુઈ જંમ, મંડણુ સૂધુ મોડુ મર્મ.
રામનામ એક રહ્યુ અનુસરી, એ 'શીંગે સાંકલ ઉતરી.'
હરિ વારણુ હરિ કેવલ લીઉ, એ 'કાંટિ કાંટુ કાઢીઉ.' ૧૬૦

ઇતિ અર્દ્ભુત વીસી.

---

# રાજનીતિ ચીશી.

'શાસ્ત્ર ન સાહ્મી સાહઈ હાથ, પૂઠિ પુરાણ ન પાડઇ બાથ,'
સ્મૃતિ ખૂસટ માથું ન કોઈ, સદગર સાથિ ન આવી જોઈ.
અન્ય જનમાંન કરૂ વિખાંણુ, 'આકની લાકડી ગઉલીની આણુ' ૧૬૦
હંસા વિધિ સ્વર્ગિં સંભલ્યા, કઇ ઉપગારિ રૌરવિ રલ્યા.
કે કૂડે બોલે ઉધર્યા, કે સાચઇ અઘભારિં ભર્યા.
વાંણી વેદ વિચારૂ એહ, 'રાઉ માનઈ પૂર્વ દેશ તેહ.' ૧૬૨
કે પોષ્યા અન્ન આંણી દયા, કે પોષ્યા મુનિ સૂધી ક્રિયા,
પ્રીતિ કરી પોષ્યા વૃક્ષ વારિ, પોષ્યા પૂર્વ પુરુષ સંભારિ.
દુષ્ટજીવ માજર મ પાલિ, એ 'વાટલી ત્રાટલી નીઠાલિ.' ૧૬૩
ભૂલુ પંથિ પલુ વિપરીતિ, પૂંછું પાછા વલવા રીતિ,
સુદ્ધ ગુરૂ વાણી જુ સાંભલી, તે કાં મેહું પાંમી રલી ?
દીર્ઘ દોષ કાંઇ નવિ લહુ? 'જાણી વાટ સખાલી કહુ.' ૧૬૪
જુ દેખઈ ઢાંકુ પાધરુ, તુહિ 'રાજમારગિ સાંચરૂ'
સ્વર્ગ દેખાડઈ જૂ ટૂંકડુ, તુહિ સ્મૃતિ મ મેહું થકુ.
'સુવર્ણ છિરિકાપેટિ ન ગિલઈ, ઉદ્ઘઈ પાંણી ઘર નવિ બલઈ.' ૧૬૫
પાલી પ્રજા ઉસના રાઉ, કાયર ચ્યંતઈ અન્ય અપાય,
નીતિ ન નિરતી અંતરિ ચડી, 'બાહુરિ મુક્તિ રહી રડવડી.'
રાજધર્મ ના હુઇ આપણું, 'નાચણહાર વાંકૂ આંગણૂં' ૧૬૬
ગૃહી ધરિ મોટિમ જાંણી નહી, 'રડવડતી મુક્તિ છઈ કહી.'
'કલ્પવૃક્ષ આવ્યુ આફણી, માન વિહુણે નાંખુ ખણી,'
'વાહિ નાવ્યૂં વગડામણું', નાચણહાર વાંકૂ આંગણૂં. ૧૬૭
જઈ નઈ વનિ વિગૂવઇ કેય, તપ તીરથ ફલ ન સકય લેય,
મઈ ઘર મૂંકીનઈ શૂં કીઉ, ? પવનસાધ ના પદ પેખીઉ.
વાહિ નાવ્યૂં વગડામણું, નાચણહાર વાંકૂ આંગણૂં. ૧૬૮
પવનસાધનાં નાવ્યુ મેલિ, કહિ 'સ્વામી આંહાંથી ઉવેલિ.'

ગ્રહી વિના નવિ કો ઉધર્યું, 'પુત્ર પજાવા પાખલિ ફિર્યું.'
'ઘાર બઈઠુ મિરીકા ગિણું,' 'નાગાણાર વાંકૂ આંગણૂં' ૧૬૯
પુત્ર સવિચારુ પિતા પૂંછીઈ, શામા સાર શેવ પતિ લીઈ.
સ્વામિ ભગતિ ઉલગૂ વિચાર,' ચે શેહનઇ તે તેહનઇ સાર.'
પાંમિ મોક્ષ ન આદરવિણું, નાચાણાર વાંકૂ આંગણૂં. ૧૭૦
ધરમાકુલિત શીત સુખ કરઇ, ગીતાકુલિત અગ્નિ આવરઈ,
ઘરવટ વાડિ પાંચ મિલી જાઈ, મનિ પરિણાંમ સ્વજન સમવાઇ.
રાજપીડિ શમઇ કિમ શોક.? 'વ્યામ કુષ્ટિ એ પડીયા લોક.' ૧૭૧
ચેહ શરિ અવની દીધુ ભાગ. મેહલ્યા લોક મકાતી સાર,
ગહિલા ગર્વ ધર્મ્મ નવિ જોઇ, અર્થ કાર્ગિણુ વ્યર્થ વિગોઇ;
ભેદ ન જાણુઇ ભૂપનિ ભુર, 'વાઇ અલગા ડાગે તૂર.' ૧૭૨
'દેશમાહિ ચે વરતઈ પાપ, તે ભૂપતિ યમ દેખિ જાપ;'
'ગ્રાંમ તણાં ગ્રામધિપ સહિ, વર્ણ વર્ણવટાં નિરવહઇ.
એ સત્ય વાંણી આણુ ધરઈ, 'ઊટ મગઇ કાપડ શરિ ચડિ' ૧૭૩
રાજધર્મ સાંભલીયાં રાઉ, અવની સુખ નર ચડિઇ ઉપાય;
ચેહ પ્રધાંન નીતિ નવિ લહિ, પીડિ પ્રજા ભૂપતિ નહી કહઇ.
'શીહ પ્રણાલિ ગયુ નિસરી, ઉટ બારિ ન માઇ ધરી.' ૧૭૪
કો કન્યા વેચી વૃત્ત લીઇ, કો ભૂપતિ પ્રજા પીડીઇ,
કો સુત માગઇ જૂ હેરે તાત, કારણિ કલત્ર સંતાપઇ માત;
'લાગૂં ગાલિ ગલૂં અતિ ઘણું, કો પલ ખાસઈ પીંડી તણું ?' ૧૭૫
અવનીપતિ અતિ પાલઈ લોક, જાંણી એ નિધિર મિતારો લોક,
ધનલોભી ભવિ ભરઈ ભંડાર, શેવા સ્વામી કરેવા સાર.
પ્રજા પીડિ કરઇ સુરસાદ, 'વેચી ગજ અંકુશનુ વાદ.' ૧૭૬
શૂદ્ર શશ્રૂષા સુધી વાટ, પાંમ્યાં સુખ વિપ્ર પૂજ્યા માટિ,
તીરથિ બઇઠાં જન જાઈ, પાલા દ્વિજ મુખિ સ્વાસ ન માઇ.
જાત્ર કરી ગુરૂ પીડા પાદ, 'વેચી ગજ અંકુશનુ વાદ.' ૧૭૭
ધર્મ્મ વદૂં સાંભલીઉ કાનિ, પ્રીતિ કરી બઇઠુ વિણુ સાન;

ન્યાતિ આપણી અલગુ કરૂ, ફિટ ફિટ થાઇ લોકિ ફિરૂ.
વામી યશ શુ એ ઉન્માદ, 'વેચી ગજ અંકુશનુ વાદ'. ૧૭૮
ગીત કરી ગાઉ ગોબ્યંદ, વાંણી વિશ્વરૂપ રતિ છંદ,
રાગિ કરી રીઝાવુ રાંમ, મહિમા મંડાવુ નિતુ નાંમિ.
' હરિ મેલ્હી નર કરત્તિ નાદ, 'વેચી ગજ અંકુશનુ વાદ '. ૧૭૯
લક્ષ ચુરાસી ધરીઆ દેહ, માનવ ભવસુ અધિક સનેહ,
વાણી આવઇ વિષ્ણુ વખાંણુ, તુ મંડણુ અવતાર પ્રમાણુ;
ધિક માનવ.[જુ] હરિ પ્રમાદ, વેચી ગજ અંકુશનુ વાદ. ૧૮૦

॥ ઇતિ રાજનીતિ વીસી ॥

## વૈરાગ્ય વીશી.

નરિ ધન મેલી આશાપાશ, વિલસઈ કુટુંબ ભોગવઇ આપિ,
'પરમાનંદ દીવાવી કરઈ,' 'સુપર કાકરડા મંગ્રહિ,'
' પડયુ કુટંબા એણુ જપાય, માંકડ નાચઇ ચોગી ખાઈ.' ૧૮૧
તડકુ શીત વર્ષા શરિ પડયાં, ઉદર ન પૂરૂ વિણુ રડવડયાં,
અર્થવિનાશ વિછાંડયા ભોગ, મન વિના તનિ સાધુ ચોંગ.
' ફ્લ વંછું મુનિ મારગ લીધ, 'કરૂં કરાવૂં ફોગટ કીધ '. ૧૮૨
કાજ શવદંનઈ હરિશું સરઈ, ધન કેડિ કહિ નાવંઇ પરઈ.
પુત્ર કલત્ર છાંડઈ જીવતા, કેડિ ફૂડાં દીધ ન મતાં.
તેહશૂં મોહ ન આવઇ લાજ, 'કાળલિ ભીનઈ ધાખલિ કાજ'. ૧૮૩
વનવાસની વિસમી વાટ, ઘર ઊબર દોહિલું ઘાટ.
જુ માયા મેહલી નીસરૂ, [ તુ કાં મોહ કટંબિ ધરૂં ? ]
' કાલા કાંઈ ન કાશી જઈ ? ભઇગ્વઝાંપ તુ ખિસતી કાંઇ ' ? ૧૮૪
મન છંડશંઈ આતમારામ, તિહાં વલગી રહિ બાંધી માંમ.
પૂછિન એણુ ભમર પનંગ, હસ્તી મીન ભૂલા તનુ ભંગ.
ઇંદ્રિઅવસિ થઈનઈ કા મરઈ. ? ' પાંચ ઘર ડાકિણિ પરહરિ ' ૧૮૫
પરમહંસનઈ પાપ નવિ ગમઈ, મન માનૂં જુ મોકલિં રમઈ.

જિમ જિમં આતમ હરિ અનુસરિઇં, ઇ કોડિ મૂંકંતાં સરઇ.
'યમ યમ રાઉશ્રિ વરૂ જાઈ, તિમં તિમ ભંડારી દુર્બલ થાઈ!'૧૮૬
'ભૂપતિ પાશિ અમોયત જાઈ, સહજિ આય સંકોચી થાઈ'
યમ યમ હૃરિ પ્રુડિ પરધાંન, 'દૂર વસારા ન લહઈ માન.'
'આપિ આપ હણ્યૂં કિમ ગમઇ? એ 'પગ પેટજ દેહાગમઈ.'૧૮૭
માયા મમતા આશા ભીર, કાં થાઈ કરિ તૃષ્ણા થીર?
એ ચિડી ઘર તાહોરા તણી, તે શવિ કરૂં શુરૂ શા ભણી?
જુ તૂં તેહનઈ માથઈ ધણી, 'રાઉલી આંણુ સીદાશિ આફણી.'૧૮૮
દમ દક્ષા વિણુ નં રહિઈ કાંમ, ક્રોધ ક્ષમા વારેવા ઠાંમ.
શમઇ સંખ્ય લોભ કલ્પના, મોહ ન વરઈ વૈરાગ્ય વિના.
મારિનં મનસા નારિ સોહવરી, 'કમરિ કટારી ઢીઠ ઉપરિ કિશી? ૧૮૯
એ ઇંદ્રિઇ મન આવી રહઈ, તે ટાલી અન્ય ભોગ નિગ્રહઇ,
'કહુ કિમં નીગંમીશિં કાલ, જુ લૂશી લિશિ રપંખ્રાલ.
કરઇ 'કાછીઉ કિશુ ઉપાય, જુ એ વાડિ ચીભડાં ખાઇ?' ૧૯૦
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, જાતાં દુઃખ દેખઈ અતિ અંધ.
જુ આપણૂંપૂં છાંડી રહિ, પાછલિ સોખ્ય અનંતા લહિ.
કાજિ નહિનઇ આવઈ સોઇ, 'એ પાંચિં મીઆરાં હોઇ' ૧૯૧
શ્રવણુ સુણુંતાં રાણુ વાત, અંખિ વસી નવિ આવઈ ઘાત;
જુ પદ પાંખિ કરી અહ રહુ, તુ મન કલપઈ સુહુણાં લહુ.
કૂડ કટંબ તણુ એ સંચ, 'એ અંગલી ન શરખી પંચ'. ૧૯૩
ઇંદ્રિ ત્યાજિ નિજયુ સવિ સ્વાદિ, સુખ દુઃખ મેહ્લી પાડયું સાદ;
વિસન ભિસન બોલેન વૈરાગ્ય; ગોળી માયા ભર્યુ વૈરાગ્ય,
સાન વિહુણુ સંસારી હસઈ, 'આંધે કણુબી ગામ ને વસઈ'. ૧૯૪
ઘર મેહ્લી નર નાશુ થાઇ, વિકલ વરાંસઈ જોવા જાઇ.
ઇદ્રિયનુ યોગીશ્વર નાંમ, પ્રતીનિ ઇસ કરઇ પ્રણાંમ,
અવની આનંદ વરે નિકટ, 'વાજઇ દેઊલિ આજા ઘંટ'. ૧૯૫

જુ કેળિ તુઝ દીધી ગાલિ, તુ પહિલી મ પાછી વાલિ.
જુ એકિ દુહવ્યુ હેય, તુ અધિકી કાં બોલાવીય ?
મર્મ સુણીનઇ કાં તડફડઇ ? ' બાઇનાં ફૂલ બાઇનિ ચડિ. ' ૧૯૬
જે જે વઇરપણું લેખવિ, તે જાણે મિત્ર તાહરા શવે.
જીમ હલાની પાતક પોઈ, તે કાલાં સઘલાં તવ જાય.
કરમિ ન કરિ કભાવન મન, ' છેદી નાક કરઈ અપસકંત્ના' ૧૯૭
ન્યાની સુખ શાંતિ કહઇ, ધારિ વરત અચાચો વહિ.
હરિભક્તા હરિપાંશુ ઝિરઇ, ' દૂધિ વછ પૂંછ ફરહરઇ. '
' કાયુ ગુલ સવાદ ન કહિ, હસતાં હરખિ અંતર લહઇ. ' ૧૯૮
જે જન સૂધા લાગી શીખ, છાંડી રાજ સ માગી ભીખ.
ભૂધર કાપિ કરઈ પ્રસાદ, સપ્તા ગિર તેજિ લહઇ લઘુનાદ,
વરિ પુત્ર મૂઉ સાંસઇઇ, ' મહુતુ લડસડટ બાંજીઇ. ' ૧૯૯
રતિ બોલી અરતિ વિલસીઇ, તનુ આધાર આહાર બહુ લીઇ,
સારા અઙ પસારઈ પડ્યુ, હરિ ધ્યાને હરવા તડફડ્યુ.
અક્ષર એકઇ અધિકુ વદ્યુ, ' આંગલી આપતાં પુહુચ્યુ ગલુ. ' ૨૦૦
પ્રથમા અંકૂરી એક પરા, પરા અંકૂરી પશ્યતી વરા,
પશ્યંતી કૂખુ મધ્યમા કરી, મધ્યમા અંકૂરી વૈખરી,
પરાત્પર વૈખરી કિમ કહિ ? મંડણુ નામ લવારી કહિ. ૨૦૧

ઇતિ વૈરાગ્ય વીશી.

---

## સજ્જન વીશી.



કુલવંતુ નઇ ક્રિયા ધણી, ઇંદ્રય વશિ નઇ તીરથ મણી.
ધન પૂરિત નઇ અંતરિ દયા; વિનય વિવેક નઇ ભૂપતિ મયા.
શાંધ પાત્ર નઇ મલ્યુ રવિ રાહુ, 'મા પીસણુઈ મુહુચાલિ વીવાહ.' ૨૦૧

નિર્મલ કાયા નઇ નિરોગ, બીજઇ આશ્રમિ પામ્યુ ભોગ,
કવિતા વિણુ પ્રતિબોધ ન કવઇ, વ્યાસ વચન વિણુ ના રદ ચવઈ.
વાઉવ વિષ્ણુભકિત આવયું, ' આગઇ શંખ ગંગોદક ભર્યું.' ૨૦૨
ઇંદ્રિઇ વસિ જુ રાખ્યા આપ, ત્યજૂં કલ્પના મન સંતાપ.
સ્વામિશરણુ નવિ મૂકઇ ઘડી, મનસા મેહેલિ સંતોષિ જડી.
' હેમ કચોલૂ કરિ જો હોઇ, ઘાલઈ ભીખ નહી કો કોઇ.' ૨૦૩
કાયાકલેશ કરઇ પર કાજિ, પામઈ સુખ તુહિ મ ભાજિ,
*' પાથૂ વસ્ત્ર રુગલઇ હોઇ, રંગ્યુ શરિ ભૂપતિ નઇકોઇ.'
' ચર્મ ચીરા વિણુ રકત ન જોઇ,' 'મૂઆં પાખઇ સ્વર્ગ ન હોઇ.' ૪
વિદ્યા વિસન અમન વર વીખિ 'અધિક પાહિ અધિકારી શીખિ;'
ગ કરિ અંત ચડઉ બરિ હેઉ, ત્યાગીજન ફલ એ વાંછીઉં.
કાં કહિ ' શ્રી સરસ્વતીનઇ જરઇ' ? ડંભક દાતક પૂરિ ન પડઇ'. ૫
વૈષ્ણુવ હરિનામિ પૂરીઉ, અન્ય પ્રબોધ ભલા તાં દીઉ,
' ક્ષાર સમુદ્રમાંહિ મીઠું કૂઉ, ' બીજી શીય મતિ તસ દીઉ ?
ગાઢુ ગુરૂ થઇ દક્ષા દીઈ, એ ' આંબિઇ તોરણુ બાંધીઇ.' ૨૦૬
' ફલકાલિ તરૂઆર નમતા જોઈ, પયભારિ ગો સો પરિ હોઇ '
વૈષ્ણુવ વિગતઇ કરે પ્રણામ, હરિઇ કીધાં મનિ વિશ્રામ.
વૈષ્ણુવ મનિ અહંકાર નવિ ધરઇ, 'ઉચા મેહ નીચા થૈ ભરઇ' ૨૦૭
સજન મનિ ન હરિપદ ટલઇ, લોક માહિ શરિખા થઇ મિલઇ,
નારી કુંભ શીશિ સાચવઈ, વાટઈ વાત પરિ પ્રીછવઈ.
' હાથીદાંત બિહુ પરિ હોઆ, ચાવઇ અન્ય દેખાડિ જૂઆ ' ૨૦૮
સજન જૂઆં કહિ સાત્વિક સરિ, સજન સંગતિ અધિકાં વહઇ,
' મોરનાં ઈડાં કો ચીતરઇ? 'ઘડુ ઘડાનુ થાહાર સુ કરિઇ.'
' આંસુ વધારઇ અધ આરણી, ઓથૂં ચોતાઇ જોઇતે ઘણી.' ૨૦૯
પ્રસન વદન સદા મનિ રંગ, પરઉપગારિ ' પદિ પદિ ગંગ.'
સોઇ સજનની લાભઇ સેવ, જાણું 'દૂધિ વુઠા મેહ.'
' કેવઈ ગાયિ રખિ પૂરઇ દીહ, ' ' ગાઢૂ ગયુ તગતગઇ લીહ' ૨૧૦

નાહાના લગઈ અન્યાકિ યે કર્યું, દેવ દેવ કરતાં ઉછર્યું,
વિષ્ણુ વિષ્ણુ 'એ દૂધ એ દહી', શ્રીપતિસેવા મૂકઈ નહી.
' હાથીદાંત જે નીસર્યો, ' તે કો દેખિ ન પાછા કર્યો. ૨૧૧

મારુ મોહ મછર મદ કામ, ક્રોધ લોભ મારેવા ઠામ.
મારુ તૃષ્ણા આશાપાશ, મારૂ કલ્પના મમતા લાસ.
એ હંસા મમ લેખઇ ગિણું, ' એ હસતાં રોતાં પરહુણું. ' ૨૧૨

આ અસી છલિ છલ્યું ન જાઇ, ' ધન્ય તે ઉદર જન્મ્યુ માઇ.'
વાહારઇ વિગતિ જણાવી વીરિ, આવ્યુ અર્થ ગ્યુ રહિત શરીર
અંગિ આલસ આંણુ અતિઘણુ, એ ' હસતાં રોતાં પરહુણુ.' ૨૧૩

સદગર વૈયણ મ મેહ્લું દૂરિ, વિસમરામ જમલા શશિ સૂર;
નાહિ તૂં નિર્મ્મલ જાંણી ગંગ, ' દેહરી દેહસુ આતમ લંગ. '
' જુ પ્રતિમા પર દૈવત જાંણુ, પૂજુ ગિરિ ગિરિગણ પાષાણ.'૨૧૪

સત્ય શૌચ સુત સુધી ક્રિયા; ક્ષમા દયા પ્રતિપાલણ પ્રયા,
તે મેહ્લી વિણ ભાવિ માઇ, તીરથ આલિઇ મ નીગમઇ.
' રૂડૂ વર પાડા કૃત રોલ અર્થ માંડઇ ગિરિમાથઇ ટોલ ' ૨૧૫

સજન રાજ દયૂ સંતોષ, શ્રી સુત તણા સયરા સંભોગ.
ઇતર પતિ આદરૂહ અનંગ, ' ભવન ભૂખ પ્રાસાદનુ ભંગ,'
દાશી દયાત્તમ ઇર્ષા માણુ, ' માનુ દેવ મ માનુ પાષાણ.' ૨૧૬

વૈષ્ણવ વૈષ્ણવ કા નવિ મિલઇ ? પાપ ન જાઈ પાપી ટલઇ.
કર્મ્મ ન કાંપઈ કીરતિ રહિ, ધ્યાન ન આવિ ધ્યાની કહિ.
ભુઇ ન આવઈ જાઈ ભુઇ, ' હાલી મિત્ર કોઢીખડે દુ.' ૨૧૭

ગુરૂ વિણ મંત્ર કુણ શીખવઇ? ગુરૂ વિણ કવિતા બંધ ન કવિઇ.
ગુરૂ વિણ વાય નિરોધઈ કાઇ, ગુરૂ વિણ પૂજા વિધિ નવિ હોઈ.
સહિજાઇ ન દત્ત થઇ જાણ, ' પાલાં કિશુ રાઉલ દઉ ? ' ૨૧૮

'જઈન તણી લ્યુ જયણા સાર, વરતુ વેદ કર્મ્મ આચાર.'
'અસુર તણુ આંણુ ખીસાસ, શેવુ આદિ પુરૂષ અવિનાશ.'
'એ રજમાંહિ તજ કાઢિ લેઇ, સોલે વાલે ગદીઆણુ હોઇ'. ૨૧૯

ત્યાંન જાઈ અંતઃ કરણ વસી, અંતઃકરણ હિ ઇંદ્રિઇ પ્રસી,
ઇંદ્રિ મન વાહ્યાં તે સરઇ, મન તે બુદ્ધિ કહિ વિચરઇ.
ગુણ્યાતીત ગીત કિમ કહઇ ! માંડણ નામ લવારી લહઇ. ૨૨૦

ઇતિ સજન વીશી.

---

## દ્વૈત વીશી.

પ્રાંણી ધર્મ્મ જૂ જૂઆ કહુ, યહાં વિચાર નવિ સૌક્ષમ લહુ.
પંચભૂત પિંડ સઘલા ઘડયા, તિમ જાણુ કંધિ એક ચડયા.
જુ અંતરિ આવીઉ વિવેક, 'ડાંગઈ મારૂં પાણી એક'. ૨૨૧

કે ઉપવીત પેટિ નવિ ભણ્યાં, તરક મ સૂનતિ સાથિ જણ્યા.
શિર નો લૂંચિ શ્રાવક નીસરા, ફાટે કાંન ન યોગી ગયો.
કર્મ્મ વિકારિ કર્યાં આપણા, 'ઊચનીચ કુચા મન તણા'. ૨૨૨

જે જે દર્શન જે જે ગ્રહ્યાં, કેહિ દેવિ ન આવી કહ્યાં.
'કીધાં કર્મ્મ સહુ ભોગવઇ,' 'આપ આપણાં રૂડાં ચવઇ'.
મનમાન્યા મારગ સહુ લીઇ, 'પાણી વા ડાંગે ફૂટીઇ.' ૨૨૩

દર્શન સઘલાં જે જે બોલઉ, ધર્મ્મ કુણિ નવિ ઉથાપીઉ;
'દેખંતાં જે આવઇ વડી, તે કિમ કહીઈ કુઇ પડી ?'
'દુડિઇ તેજી શરિખા ચડઇ, બિહિરાં કાનસોરા ના પડઇ'. ૨૨૪

શૈવ સદાશિવ પરઠઇ રૂપ, સાંખ્ય સહિત પ્રકૃત સો ભૂપ.
મીમાંસક કર્મ્મ વેદ પ્રમાંણુ, જૈન વિક્ષમા બોધ ક્ષણુ જાંણુ;
ચાર્વાકિ અવતાર ન દીઉ, 'ચાક ઉપરિ પીંડુ મૂકીઉ'. ૨૨૫

એક કહિ માંણુ સંયોગ, એક કહિઈ અનંગ વિના નવિ ભોગ.
એક કહિ નવિ કોઈ મરઈ, એક કહિ તુ કુણ અવતરઇ ?
નમણું દેવ ન દેહેરાં હસઇ, 'કહિની વહુ કહિનાં જુહારશિઇ?૨૨૬
કે શર કાઢઇ વાલ સમૂલ, એ કે જટા વધારઇ સ્થૂલ.
એકે રોલઇ રાખ શરીરિ, કે પંચવાર પખાલઇ નીરિ.
મોક્ષારથઇ સહુ એઠઇ ખૂટ, ' કહી કઠણિ બઈસિસિ ઊટ? ' ૨૨૭
ભૂપૂજુ વિશ્વભારિ કી જઇ, પાંણી પુજુ ચે યુગ બીજ.
પૂજુ અગ્નિ વિના મૃત રૂપ, પૂજુ વાય ત્રિભોવન ભૂપ.
' વ્યોમગતીરું ન પડઇ આથ, ચે દ્દદૂં તે તેરજ હાથ '. ૨૨૮
એ સંસારિ સુણઇ સહુ કોઈ, ષટદર્શનિચા મારગ હોઇ.
ધર્માધર્મ કરિ સુવિચાર, કોઇ ન કંધ ઉતારઇ ભાર.
લણતાં જન્મ ગયુ તે આલિ, ' ફૂટી હેયા ન દેખઇ ભાલ. ૨૨૯
આદિત્ય સોમ ભોમ બુધ ધણી, ગુરૂ શુક્ર શનિવાર વિધિ ભણી.
જન હીઇ તે કરઇ પ્રભાત, તૂ રવિ માનૂ મોટી વાત;
એકજ સૂરિજ તણુ વિવેક, ' સાતે ફેરે ગંથિજ એક '. ૨૩૦

જુ માયામઇ રચ્યુ સંસાર, મેલ્હી કહિવા શુ અધિકાર ?
ઘર મૂકિ માયા નવિ ટલઇ, અધિકી અધિકી આગલિ પલઇ.
જુ શરથી યુગ સદા તણી, 'છાસિ ગયા શી પૂઠિ દોહણી ?' ૨૩૧
કામ વિના કીજઇ નિજ કર્મ, ક્રોધ વિના તપ તીરથ ધર્મ,
પુત્ર કલત્ર મોહ વિના પાલીઇ, લોભ વિના ધન ઘરિ મેલીઇ.
જુ નવિ પાસઇ ચમણ હસિ, ' દેખઇ ચોર ન સુણહુ ભસઈ.' ૨૩૨
વાગ વિસી નવિ આવઇ કાંમ, પઇઠા ગુફા ન છંડઈ ઠાંમ.
'માર ન માંટી કો વાશ કરઈ,' ઘર છાંડિઇ કિમ આપ ઉધરઈ ?
કમલાપતિ નામ પરિભવ સહઇ, 'અલીક મોર કાંધિ નર વહઇ'.૨૩૩
ધર્મગૃહી કઇ મારગ યતી, કઈ કાશી કઇ દ્વારાવતી.
નિર્ગુણ બ્રહ્મ કઇ મૂરતિ ધ્યાંન, શ્રાધ્ધ પાત્ર કઇ આરતિ દાંન.
સ્વામી વચન એકઇ જુઆં, એ ' બિહુ હાથે લાડુઆ.' ૨૩૪

યાગ ભાગ ફલ બોલ્યાં ઘણાં, હિંસા પાપ ન ઉઠાં સુણ્યાં.
વર્ષ સહસ્ર ધરિ વિલસી નારિ, કલ્પઈ યતી અધ અધિક વિચાર.
ધરિ બઈઠાં મન ગહુ હરિ લાગિ, ' આવુ જાઉ દીકઇ માગિ.' ૨૩૫

સે શ્રવણે સાંભલ્યું શણગાર, વાણી વંચુ વિષઈ વિકાર
જોવા જાત્ર પાત્ર જોઈઈ, ઓવીલા અંભારૂ હૈઇ.
કામાયુધ કામિની સહ અંગ, ' સૂતાં ધ્યાન મ ધાલુ રંગ. ૨૩૬

પૂરવ કાંહિ પશ્ચિમ ભમઇ, ઘર મેલી પર પાઉઈ રમઈ.
સે મુનિ મોટા મુક્તિ ગયા, ઘરના ભોગ નિ જીવનિ રહ્યા;
કારણિ મોક્ષ વિષઈ ગાઈ, ' માહુ માંડ્યુ નણુ જ ડંસાઈ ૨૩૭

મહુત વડિ સજન પરિવાર, ધર્મ પ્રમાણુ પરઉપગાર.
આમરથી નાવ બોલઇ ઘણું, ક્રોધ નહીં ફલ એ તપ તણું.
ધર્મ કરી જણાવુ સોઇ, એ 'ઉદુ' આલોચી જોઇ,' ૨૩૮

બ્રહ્મ વિષ્ણુ રૂદ્ર ભેદ નહીં ગમઈ, કો કહિનઈ નવિ મારગ રમઇ.
બોધા બુદ્ધિ કરઇ આપણી, ક્રોધ નહીં કહિ ઊધણિ ઘણી.
મનગમતાં કુડઇ મોકલા, 'રાખઇ દેવ માહુલ આંધલાં.' ૨૩૯

મન કરિ જ્ઞાન મત હુઇ ' સિંધ વનિ તે અંધજ કહઇ '
તીરથ પૂત કર્યાં શવિ રામિ, રાનિ ફિરતુ તીરથ કામિ.
માંડ્યુ માતાપિતા સમવાઈ, એક અઢેકે વિલમાં જાઇ. ' ૨૪૦

ઇતિ દ્વૈત વીશી.

---

## ભક્તિ વીશી.



તીરથ પાખઇ પાપ ન જાઇ, તપ પાખઇ નવિ નિર્મલ થાઇ.
યોગ વિના નવિ યોગી હોઇ, [ જ્ઞાન વિના જ્ઞાની નહી કોય ]
વિષ્ણુ વિના કાધુ સો વઇ, 'ગામિ નરૂંખિ એરંડિ થઇ,' ૨૪૧

સ્વર્ગિ ન વાડી ઝાડ ઉગીયાં, ફુસમ વિસાહી નવિ મૂકીયાં.
દેવકન્યા કરિ કિહાંથી માલ? શાસ ન કૂડાં બોલ્યાં ટાલ.
વિષ્ણુ ભગત વણી લૂછી લીઇ, 'ફૂલ પડઇ ચુસર ગૂથીઇ.' ૨૪૨
સહિજિ ભગતિ આવી હરિ તણી, શઇ સંભાલ કરશિ નવિ ધણી.
'રામ ગોપાલ' દીક્ષા મંત્ર ગુરૂ મિલ્યુ, 'ગંગ પ્રવાહ ત્રણે આખલ્યુ.'
આવી વાત નહી મન રૂચિ,' એહ ઘઘરણું વીવાહ વિચિ.' ૨૪૩
જુ હરિ વાલિમ આવી મિલી, સ્યૂં કરશિ તપ તીરથ રલી?
'નવ સઈ નદી નવાણૂં ભરંઇ, ઉદધિ ઉંચું આંગલિ નવિ કરઈ.'
આગિ એ ઉખાણુ કહિ, 'વિણુ કાચિરી માહેત્ર ન રહિ.' ૨૪૪
ચે જગદીસ ધરઈ અભિધાંન, વેદ વિચાર ન લહીઈ માંન.
બ્રહ્માંડ કોટિ અંધારૂ રહઇ, અંતરિ જ્ઞાન પ્રકાશજ કરઈ.
ભાનુ ભગતિ કિમ રહિ સંદેહ? 'ગદૂં ગણઇ તસ માંડા કેહ.'૨૪૫
સિદ્ધિ વિદ્યા ગુરિ આપી મિલિ, કાજ કિશું ઇદ્રઇ પાખલિ (રલી!)
જુ અંતરિ હરિ આની રહ્યુ, કોડિ પ્રબોધ માહિ તે વહ્યુ.
'વાઘ વુલાવા વાટ મ જોઇ, સીહ નઈ કુણ્ સંઘાતિ હોઇ?' ૨૪૬
જન્મ મરણિ સુર ચે પૂજીયા, યમ કિંકર દીઠઈ ધ્રૂજીયા.
દુષ્ટ બુદ્ધિ લીધૂં હરિ નામ, કરતુ ચોધ જો એ તવ કાંમ;
નંદા કરી મ લઇ શરિ ભાર, 'તેલ જો એ તેલની ધાર.' ૨૪૭
મિથ્યાતી મમ માહવ મેલિ, એ 'શું હુઇ બાલક આ ખેલ'?
તુહિ નારાયણ કહિં માથ, જન્મ મરણિ મૂંકાવઇ હરિ હાથ.
વિષ્ણુ વિના કુણ કરશિ વાહાર? 'તેલ જો જો તેલની ધાર.' ૨૪૮
યમ યમ અંતરિ આવઇ નાંમ, તિમ તિમ ઈંદ્રિઇ છાંડઇ ઠાંમ.
ક્ષણુ ક્ષણુ નીર પાલઇ પરવરઇ, તિમ તિમ મન પસારુ હરઈ.
યમ ઈટાલ અગન દી આમિલા, તે 'સહિજિ' દુશિ વાટલા.' ૨૪૯
ચેણ્યુ સત્ય ફલ દેઇ હરી, દીન ન કહિ સ્વામિ શેવકી.
મૂક મ જે દિન બોલણુ તણુ, 'પાન બિડિ ચાત સારિ તેહ્નણ'
પાડયુ શીહ તે જાલિ વહિ, 'રપ ગમડી કુંણુ તાપદ હરિ' ૨૫૦

ભાવિં તીરથ ભાવં દેવ, ભાવિં સ્વજન વાંછઇ સેવ.
ભાવિ ભોગ યોગ જાણવુ, ભાવિ પૂજા સ્તુતિ અતિ સ્તવુ.
ભાવ કભાવિં ભૂધર ભજુ, એ ' શાણા આગલિ સૂંડલુ.' ૨૫૧
શ્રીપતિ શેવા ઇતિ આદરી, નિઘટ પુણ્ય પરિ પાધરી.
ચાહ ચીતરી ચતુર્ભુજ વારિ, ઘટિ સમતિ નામઇ મુરારિ.
રામ નાંમ અગ્નિ અંતરિ જડી, એ આપણી 'આંધા લાકડી.' ૨૫૨
જાં લગઇ જરા શરીર નિગ્રહઈ, જાંલગિઇ ઇંદ્રિ વ્યાપ ન રહઈ.
જાં લગઈ સ્વજન ન મૂંકઈ આસ, જાં નવિ દીસઇ યમના પાસ.
તાં આદરી અંતરિ હરિ લીઉ, 'લીહઇ ઘોડુ તીણુઇ ઘા લીઉ.' ૨૫૩
જુ વૃદ્ધવસ્તા પામ્યુ દેહ, અંતરિ ધ્યાન કિશું સંદેહ?
જુ કર શ્રવણ પૂજવિધિ ગયુ, તુ અંતરિ હરિ શાઇ નવિ લીઉ?
' દેવતણું દેવપણું ગયૂં, પીતલ મૂલ ન ઉછું થયૂં '. ૨૫૪
ઇદ્રઇ દમ સારિ તપ તેજ, ભાવિ ચિત્ત સારિત હેજ.
' પુત્ર કલત્ર પશુ લહિણાદેવ' સુકૃત દુઃકૃત સુખ વ્યાધિ નિષેવ.
એહજ મુક્તિ દેઇ હરિ વશુ, ' કરકાંકણ આરીશુ કિશુ ?' ૨૫૫
ઉદરિ ચુરાશી લક્ષ અવતરી, કહે અવતારિ નરહરિ શુધિ ધરી.
શુ માનુષ જનમ તઇ ધર્યું, માયઇ યશસ વ્યરારૂ કર્યું.
રસના શ્રવણે ગ્રહુ હરિ ગેલિ, 'એતાં હાથી આવ્યુ રેલિ.' ૨૫૬
મેલ્હી ચુરાશી માનવ લયુ, કુછત તજિ કુલ ઉત્તમ ભયુ.
સહિજિં સદગુર આવી મિલ્યું, આમઇ અંગ ન એકઇ મિલ્યુ.
લીલાં તાણી લ્યુ હરિ વેલિ, એતાં 'હાથી આવ્યુ રેલિ' ૨૫૭
સહિજિ નારાયણ નિજ ધર્મ, બીજુ કાં કીજઈ તનુ શર્મ?
જુ નવિ કીધુ વિષ્ણુ વિચાર, ' જાણે હિંમિ અમૂદી ચ્યારિ.'
હોપી ચેદ્રપુરાથી પાચ્ય, 'મૂંકી અખ્યિ કરિ અહીણ કાચ.' ૨૫૮
રામરંગમઇ રામ આદરૂં, પરહરિ પાપ ભાર સમધરૂ.
લીધાં અવતારી યે રૂપ, એ અવતરીઉ આદિ સ્વરૂપ.
યે તનુ મન સ્વામી સુંપીઇ, ' કિમ ઉઝઇ ઊખરિ વાવીઉ!' ૨૫૯

વેદ પુરાણ ન લાભઇ પાર, સ્મૃતશાસ્ત્ર અધિક વિચાર.
શ્રુતિ પાઠી ગણિત અતિહાસ, વૈદિક વાસ્તુ ચોતિવિલાસ.
વીશીંતી કો [રિવા ભણી ? ગીત ગાઇ તિહના ] આગણુઇ. ૨૬૦

ઇતિ ભક્તિ વીશી.

## બોધાવિડંબન વીશી.



છાંડી ધર્મ પ્રગટ પ્રમાંણુ, ઇદ્રિ જીસ સવાદિં ખાંણુ.
છુ દશા ન છાંનૂ પાખંડ, રાચઇ કો કલિ કેરઇ દંડ ?
મે ંીં વિષ્ણુ પૂજુ અન્ય જોઇ, 'છાંડી હસ્તિ ચડિ ખરિ કોઇ'? ૨૬૧
+ જુ સૂધું ખાતાં બહુ મિલી, કાં છાનૂં કીધું સહુ મિલી ?
'ચુકિ ચડી વાઉ બાકરી, 'ધર્મ દેખાડુ કાંઈ કરી.
લીધિ નામિં કાંઇ આવહુ ? ' પઈઠી નાચિ કિશુ ઘુંઘટુ ? ' ૨૬૨
'ઢોલ વાજતઈ' પરણી પ્રયા, ઢોલ વાજતઇ તીરથિ ગયા.
ગંગોદક સાહ્નૈં શંખ જાઈ, સ્નાની શર ચુહુટઇ ઉગાઇ.
એકાદશી કીધઈ યશ લાધ, ' ચોખી રોટી ચાચરિ ખાધ.' ૨૬૩
છાંના મંત્ર નઈ છાંના યંત્ર, છાના મિલઇ ચોરના મિંત્ર.
ગિરિ ગુહુલિ મંદિરી સુરરાઇ, વંચ, દ્રોહ, છીલ છાંના થાઇ.
તિમ બોધા છાંના રહ્યા સમાઈ.'ચોખી નહિ કિમ ચાચરિ ખાઇ'?૨૬૪
પ્રગટયુ સૂર્ય પુણ્યપ્રકાશ, ગાજી મેઘ સહુ પૂરઈ આસ
સવારથિ કરતાં દેખુ કમ્મ, પ્રગટ પાપ કહુ છાના ધર્મ !
છરણુ ધૃત પશુ એકઇ મર, ' ઘાટા વણિક સખાઇઉ કરૂ '! ૨૬૫
વઈ સાંભલી ગૂરી પડ્યું, પાતક મેલી પરભવિ નડ્યુ.
પાતકના ભણી અંગિ ઉલ્લાદ, ' ખાતાં ખરલીંડાનુ સ્વાદ !.'
' ચોપડ વાંસઇ અણ્હૂં ખાધ, ' ' દીઠુ માલવુ ભાગી સાધ. ' ૨૬૬

---

+ પાઠાંતર. જો કીધું તમ્હે સઘલે મલી, તો કા રાખો છાનુ વલી ?
અછિં ધર્મ દેખાડો કરી, ' ચોકિં ચઢી વાહો બાકરી '.
નામિં લીધઇં કો આવહુ ? ' નાચણિ પયઠી કિસ્યૂં ઘુંઘટુ ?

બાધિ મારગ લીધુ નવુ, કલિયુગ માટિ  થઈ નવિ સ્તવુ  ?
એહ અઢાર પુરાંણુ નવિ કહઇ, 'જ્ઞાની અણભાખિં કિમ રહઈ ?'
'જુ વનિ ગલ્યા હુઇ ઈટાલ, કિમ આગલિ ઉગરઈ શીઆલ ?' ૨૬૭
ધર્મ ગયૂં કરિ વિનય વિચારિ, ધર્મ ગયૂ સત્ય કૃપા બારિ.
ધર્મ ગયૂં સંતોષહ ઠાંમિ, ધર્મ ગયૂં કરૂણાનિ ગાંમિ.
ન્યાઈ મારગ લઈ તે નવા, 'ગીણુને દાંતે ચિણા ચાવવા !'  ૨૬૮
ધર્મ વિશે બિહુ આવી રહ્યુ, 'અઘ અઢાર' કરી ગહિગહ્યું.
ક્રીયા વિણુ શૂં સ્વર્ગ દેખાડિ ? શીલ તણઇ માથઇ 'ભડિ પાડિ.'
ચોરી પઇસઇ જેહનઇ ક્રીધ, 'હડહડતી ડોકરિ પય પીધ.' ૨૬૯
આગઇ દેવ કર્યાં સુરપાંન, સોલ સહસ ભોગવતુ કાંહ.
આમિષ ભોજન અધિપતિ કરઇ, ખોટા વાદ મોટા મશિ કરઇ.
ઇશ હલાહલ પીધૂં જાઇ, 'હસ્તિવાદિ કિમ ડાંડા ખાઇ ?' ૨૭૦
અભક્ષ કાલિ લક્ષ આમિષ કીધ, અપેય કલપના નઇ મદિ પીધ.
અગમ્ય સૂંનિ પરરામા રમઇ, અણ બ્રતી ભવક્રીયા વમઇ.
જ્ઞાનાગ્નિ લવ લાગઈ હાથ, 'પાશ શીયાલે સર્વસ ખાધ.'  ૨૭૧
સબલુ સાથ તે લાગુ મીંઠ; લોકમાંહિ યશ જાતુ ન દીઠ.
રહીનઈ કાંન  કાં નવિ ધરૂ ? મોટી નારી વંધ્યા મમ વરૂ.'
અંતરદષ્ટિ જોઉ આપલી. 'પુત્ર પ્રસૂતા નાહ્ની ભલી.'  ૨૭૨
જુ આદરી અતિ ખોટી વાટ, દીઠુ નહીં આગલિ સર્વ ઠાટ.
પ્રસીધ્ધ પુરાણુ ન શીખાદરી, રહ્યા 'અણુતોલે ડીંગે ભરી.'
'પડિ પરાણિ વારતાં બંધ, વાજિ ભીંતિ વિના નવિ અંધ.' ૨૭૩
પ્રીયા પાંચ લગઇ ચે ચાલિ, તે બાધ સકૂ કિમ પાલિ ?
વર્ષ,દોઇ સાત પાલુ છાટ, 'નવિન રહણી છેદણ વાટ.'
કરૂ મ કરૂ મ ધરશુ રીસ, 'લાગઈ આંધિ ધૂજાવઈ સીસ.'  ૨૭૪
કહુ કિમ સૂખી શીખ મનાઇ ? સૂધુ સ્વાદ મૂકવુ થાઈ.
'વારી વિસન સકઇ નવિ કોઈ,' નુ ધરિ કાંઈ ઉછ હોઇ.
આણુ નેહ સ્વદારા રંગ, 'સાપ મરઇ નવિ લાઠી ભંગ'.  ૨૭૫

.જી યુગ પાહલે એ અધર્મ ગાઈ, 'કહિતાં જીભ શતખંડ થાઇ
ગૌહંસા જિહાં પડિઈ પ્રસાદ, કાં નવિ કરૂ વિના સત્ય વાદ ?
જોઉ કલયુગની પ્રૌઢિ, ' ગોરી ગોરાપણું ગ્યૂં કોઢિ ! ' ૨૭૬
કલિ કાલિં કીધાં આપણાં, કામ ક્રોધ લોભ મોહજ ઘણા.
કિમ આદરશૂં યુગ પ્રયા વાટ, તેહ તણા અંગિ કરિગ્યુ પાટ.
' કહિનઇ ચોર ન હોસી નાભ, પાડાનઇ ઉચાલઇ લાભ. '
કાયર કરિ કલ્પના મ જોઇ, દયા આણુિ યમ દ્વાપર હોઇ.
ત્રય પક્ષ તારિ ત્રયતા યુગ આંણિ, સત્ય ક્રિયા તિહાં સત્યયુગજાંણિ.
વેદ વિચાર શુ કરઇ નરા ? ' સાપિ ખાધુ બીહઇ શીદરા. ' ૨૭૮
એક કહિ અહ્મો મારગિ રહું, પણિ કલિયુગ તે આગલિ નવિ લહું.
સદ્ધ સાથ કોટી ગતિ ભયું, ચુથુ યુગ તે આગલિ થયું.
આદર વિણુ નરિ ઉત્તર કીઉ, યમ ' ગાડઇ પાડુ બાંધીઉ'. ૨૭૯.
જુ સઘલુ લાગુ કલિકાલ, તુહિ ન ભીજઈ નીર મૃણાલ.
' રાજહંસ નાવ છીલરિ રમઈ, ' સંઘ સેવાક ન તરણાં ગમઈ. '
સજન મનિ વિક્રિયા ન ભાજ,' સોનઇ સાંબિ ન લાગઇ આજ. ૨૮૦
ક્રિયાહીણ હૌઆ કુલવંત, લોકતણાં કહઈ રાખુ અંત.
' કો બ્રુગતુ દાખુ જમાંન, ' ઉતર માર પડયુ વિણુ સાંન.
કા મેહું આદર્યું અભ્યાસ ? યમ 'કૂતરે ખાધુ કપાસ. ' ૨૮૧.
અકલીણા અણુપ્રીછયૂ કરઈ, તે સકલીણા કાં આદરઈ ?
' વાઈ ડૂંગર હાલઈ સોઇ, તુ અગન ન શું અંતર હોઈ ? ' .
મૂરિખ ગતિ મન લ્યુ માહામતી, ' કાંણી સૂતી નઈ જાગતી. ' ૨૮૨
યે આગઈ મુક્તિ ગ્યા સિદ્ધ, યે કહિ તે મારગ લીદ્ધ.
યોગી કહિ તે યોગી થયા, કે સાતી કે સઘલા ગ્રહ્યા.
મૂલ મારગ નાંખ્યુ હૈઈ, ' સાપ ગયુ ઘસરડિ કૂટીઇ. ' ૨૮૩.
હરચ્યંદિ મેહલ્યૂં અલીઅલ રાજ, શેઠી સગાલ ન મુખિ કાજ.
સંબરિ શરીરિ માંસ આપીઉં, મયૂરે શિરિ કર્વત લીઉ.

આવાગમન કરી ઊભગા, તઈ સરગાતિ રાખ્યા શ્રીરંગ.
અચલ વિસીવણુ આપ્યૂં રાજ, વલી પાડિઉં વાનરનૂં કાજ.
સીત સહિત અવધ્યાં આવીયા, ભરત શત્રૂઘન સાહમા ગયા. ૮૪૭
ગયા નગરિ નરનાયક નારિ, યમહર જમતી હેમકુમારિ.
પંચશબદ શીકિરિ સરિ હલિ, આગલિ અધિપતિ પાલા પુલિ.
સિંધાસણુ બઇઠા શ્રીરામ, સકલ લોકે લાધો વિશ્રામ.
સવિ ઉપગાર અમીરસ થયા, કવિ સીધર નઇ કીધી મયા.
મઈ મતિમાનિ વાત વીનવી; અધિકું ઊણું ખમયો કવી. ૮૪૮

## પુર્વછાયો.

મઈં ઊખાણા અતિ ઘણા, કીધા કવિત મઝારિ,
'કાવડિ ભરતાં કાપડી, વરઈ ન વેણી વારિ.' ૧
'સંવત પનર પાંસઠ્ઠ, જીરણુદુર્ગ' નિવાસ,
પૂરણુ ચ્યારિ ચોપઈ બિસઇ, બાંધી બુદ્ધિપ્રકાસિ. ૨
પરકાસિ પાતિગ ટલિ, મંદોદરિ સંવાદ.
સાંભલતાં નરનારિ નઇ, સારંગધર પરસાદ. ૩
પ્રકાસિં પાતિક ટલિ, શલ્યા વર સંવાદ,
રાવણુ રૈસિ મ્રંદોદરી, કીધી કથા અનુવાદ. ૪
સોય 'મંત્રી સહસા સુ તન' કવિતા 'સીધર' નામ.
ઉતપતિ મોઢ અડાલજા, તસ તૂઠા શ્રીરામ. ૫

ઇતિશ્રી મંદોદરી સંવાદ ચઉપઇ સંપૂર્ણ.

સંવત ૧૭૦૫ વર્ષે વૈશાખ શુદિ ૧૫ દિને કાસિમપુર મધ્યે ઋષિશ્રી ૫ રાજપાલજી તસ્ય શિષ્ય મુની વીરજીલિપિકુતં સ્વયં પઠનાર્થં. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના ઉપમંત્રી રા. હીરાલાલ પારેખ તરફની પ્રતિનું છેવટ આ પ્રમાણે છેઃ—

"સંવત ૧૬૭૯ વર્ષે અશાઢ પ્રમાણ વદિપ સોમે શ્રી અમરેલી વાસ્તવ્યે શ્રી કલ્યાણ મસ્તુ.

# પ્રબોધ બત્રીશી

## અથવા

# માંડણ બંધારાના ઉખાણા

## સમજુતી

## ૧ ભક્તિવીશી

પૃષ્ઠ ૧

૧ પ્રબોધ બત્રીશી—ઉપદેશના બત્રીશ કડવાનો સમૂહ. માંડણકવિ કડવાને 'વીશી' નામ આપે છે, કારણ કે છ છ પદના એક એવા વીસ છપ્પાનો એ પ્રત્યેક વીશીમા સમાવેશ કરે છે બંધારો—છીપાઓની પેટાજ્ઞાતિ બંધારા કહેવાય છે બંધારાઓનો ધંધો ઘાટડીઓ, ચુંદડીઓ કે અતલસ આદિ ગલવાળા વસ્ત્રોને ગલ પાડવા માટે પ્રથમ સળીઓથી ઉપસાવી દોરાથી બાંધીને પછી રંગવાનો હતો આ ધંધો માત્ર બંધારાઓને હાથ નહીં રહેતા ગૃહઉદ્યોગ તરીકે કુલસ્ત્રીઓને હાથ ગયેલો છે બાંધણીના ઉદ્યોગસ્થાન પેથાપુરમા કે અતલસના ઉત્પત્તિસ્થાન અમદાવાદમા હજીએ થોડો થોડો આ ઉદ્યોગ પ્રચલિત છે બંધારા શબ્દ માટે જુઓ

" જીરે ! કીયો રંગારો રંગી ગયો ? જીરે ! કોને બંધારે બાંધી ભાત ?
મે ઓઢી રે ચુંદડી "

(બાલા ભોળાનાથ સંગ્રહિત સ્ત્રીગીતો)

ઉખાણા [ સ. आभाणक ]—કહેવતો લોકોક્તિઓ, લૌકિક ન્યાયો આગઈ-પૂર્વે કવિઓ-કાવ્યમા ગાઇ ગયા ગંગા સંગ્રહી—લોકજીવનની ગંગાના જલપુરો પુષ્કળ વહી રહ્યા છે, છતા આપણી શક્તિના પ્રમાણમાજ આપણે એ જલનો સંઘરો કરી શકીએ છીએ, તેમ લોકજીવનમા પ્રચલિત આ સંખ્યાબંધ કહેવતોમાથી હું પણ મારી શક્તિ અનુસારજ આટલીએ ભેગી કરી શક્યો છું તોય [ સં तोय ] —પાણી ચોરી બાંધિ હોઈ—હું એ કહેવતો મારી કરી લઈશ છતા તે મોંઘાં [ સ महार्घक ] નહીં થાય

૨ હીઈ—હૈડે ઉલ્હસી [ સ उल्लास ]—ઉમંગ લાવીને જેતા તેતા—જેટલા તેટલા લહઈ—સ્વીકારો ઝખ-ઝખ વાયુ [ સ वादयति—वादितक वाइयउ ]—વાગ્યો, વગાડ્યો

૩ ખિણ [ સ व्याख्यान ]—આખ્યાન, કથા મિલ્યા [ સ मिऌ ] ભળ્યા. જાણે તિલ .ભલ્યા !—જાણે કે તલ અને કોદરા [ કોદ્રવ ] ભેગા થઇ ગયા ! તેહની . હોઈ—તલ અને કોદરા એકઠા થયા પછી કોદરાની ઘેંશ નહીં થઈ શકે કે તલની ઘાણી થઈ ન શકે વિચારસામ્ય માટે જુઓ

" જોજોરે ! મોટાનાઓાથ, ઢબ્દ એરે વાગ્યો ઢોલ;
અમે અંધ અંધારે મળ્યા, જેમ તલમાં કોદરા મળ્યા;
મેંશ ન થાય ન થાય ધાર્યું, કહે અખો એ વાતો ન્યારી."
(અખો: છપ્પા.)

બુઝઈ [ સં. બુધ્ ]—સમજે, કદર કરે, નવિ—નહીં. સંસ્કૃત 'ન + અવિ'માંથી આ શબ્દ ઉતરી આવ્યો છે. છૂટીઈ—મુક્તિ મેળવે. સેવંતરાં—એક જાતનાં ફુલ છે. ગણપતિનું એ પ્રિયફુલ છેઃ જુઓ :

" સેવંત્રાનિ સોહ સારી, વટા ઝાલ્યા પાણ;
મૂષકવાહન' મલપતા છા વેદ ઉચરે વાણ."
(ભાલણ: બીજું નળાખ્યાન.)

સેવંત્રાંના ફુલને લાકડીએથી ઝુડવાનો પ્રયાસ મૂર્ખ પ્રયાસ છે—કોમળ ફુલ ઉપર અસહ્ય માર છે.

૪ સાચ [ સં. सत्य ]—સાચું. પર ભવિ ભૂખ્યા તે વનિ ફિરઈ—આગલા [ પર ] અવતારનાં ભુખ્યા એ ભૂત, પ્રેત, વેતાલ અને પિશાચ પોતેજ ભટકતાં ફરે છે તો બીજાનું શું ઉકાળે ? ગોત્રજ [સં. गोत्रजः ]—કુલદેવતા. ગોત્રજ ...... લહઈ ?—જે કુલદેવતાનું વજન અર્ધા તોલા જેટલું છે તે મણના ચાંદલાનો ભાર કેમ કરી સહન કરી શકે ? એની શેખતરા બહારનું છે, હસવા પાત્ર છે.

૫ ભગત હીન—ભક્તિ વગરના. જલોઈ નીર વાછિ ઘૃતસેર—પાણી વલોવી ઘીની આશા રાખે. સાધઈ નવ નઈ ત્રુટઈ તેર—સરખાવો આ સાથે:

"મન તણા મનસુબા મન માંહી રહી ગયા,
સાત સાંધું ત્યારે તેર તુટે."    (નરસિંહ મહેતા.)

દુબળો [ સં. दुर्बल ]—ગરીબ. કણબી [ સં. कुटुम्बी ]—પાટીદાર. કરસણ [ સં. कृष् ઉપરથી ]—ખેતી. બીજ—બી. ભાત—ઉત્પન્ન. બીજ ભાતથી બિમણું વરઈ—ઉત્પન્ન કરતા બેવડું બી વરે. પોગલી—પોલું. ખેત્ર [ સં. क्षेत्रं ]—ખેતર. ખેડે છે......ખેત્ર—પોલાણવાળી કે ઉંડા ચીરા વાળી જમીનમાં સારું પાકતું નથી. ખડહડ—ખાખટી, વસુકી ગયેલી. ખડહડ ભિસિ નઇ આરગી વેત—દુધ ઉડી ગયું હોય એવી ભેંસ ને આઠમી વાર વીયાએલી હોય તે શું દુધ આપે ? ઈમક કરતાં દાણીગણ ચડું—આયાત અથવા માલ કરતા તેના ઉપરનું દાણ વધારે પડતું. ફુખધી વાડે છીંડું પડું—જેની સેવી વાડ તેમા છીંડું પડ્યું એટલે જે તે તેમાથી ચાલ્યું જાય ને ખેતર ભેળાય.

પૃષ્ઠ ૨

૬ શાહ—શાહુકાર. સુઆલ [ સં सुकोमल ]—નરમ. ગોઠિ—દોસ્તીએ. ચહટી [ સં. चत्वरः ]—ચૌટું. નગરતલારિ—કોટવાળ. સાહ્યા—પકડ્યા. રૂઠો [ સં. रुष् ]—ગુસ્સે થયો. નીલું [ સં. नील ]—લીલું.

૭ મહોતજ [ સં. महत्वं ]—મહત્ત્વ, કીંમત. ઉપરાછ [ સં. उपरि ] —ઉપર. ગ્રંથ [સં. ग्रंथ]—ધન. ખોલા પાથરઈ—આજીજી કરે. ચાંપટ—ચપ્પટ, પુરેપુરૂં. ભિખારી કાઢતા ઉંટ પઇઠું—આ કહેવતમાં ભિખારીને બદલે બકરૂં હાલ વપરાય છે.

૮ સિર [ સં. शिरस् ]—માથું. સમારઈ [ સં. स + हर् ]—હોળે, ઠીકઠાક કરે. આટ્યાનું—દેવાનું. આગદેસ [સં अप+दिश् ]—પાડું વાળવું તે. ચુરઈ—ચોરે. ચવારી [ સં. चव्-બોલવું.]—ચપરાશ, પટલાઈ. રાંડ [ સં. रंडा ]—સ્ત્રીઓ. તે નર ઠાલા નઇ વાજણા—તે પુરૂષો ખાસ્સો ખાલી ને ભપકે ભારી છે. ઠાલો ચણો વાગે ઘણો. વાજણા—બોલકણા.

૯ વિધિ [ સં. वि+धा ]-ક્રિયા. પખિ—પાખી, રીવાય. હોમ—યજ્ઞ. વીર [ સં. वीरः ]—દેવ. વિણ ક્રિયા ધરિ બ્યઠ ભૂલ—શું કરવું ને શું નહીં કરવું એમ વગર ક્રિયાએ ધર્મકાર્ય કરવાથી ઘરની અંદર મુળમાં [ ભૂલ ] નાશ પેઠો [ ઘુસ્યો ]. જુઓઃ

" હજી કાંઇ વણસ્યું નથી વીરા!
સીતા ગોપી સંતોખો રામ;
વરામો પડ્યો કહી વ્હાલા!
પ્રભુને કરો પ્રણામ. "
( ઉદ્ધવ' રામાયણ. )

ઘરમા ભગન્તુ પેઠું ને ઘર વંઠ્યું. પેટ ચોળી ઉપાયૂ સૂલ—પેટ ચોળી ચોળીને શૂળ [ સં. शूल ] ઉત્પન્ન કરી. ઊપાયૂં [ સં. उप+जा ]—ઉપજાવ્યું, પૈદા કર્યું.

અપાસિ [ સં. उपवासः ]—નીરાહારના વ્રતથી. આપ [ સં. आत्मन् ] —આ જુની ગુજરાતીના સ્વાર્થ સર્વનામની જગા હાલ 'પોતે' શબ્દે લીધી છે. વિગોઇ [ સં. विगुहितकं ]—વગોવી. વિરાસિ—ભુલે. છછુંદરિ [ સં. छुछुंदरः] —છછુંદર. સર્પ......ટલઈ—સાપ ભુલેચુકે છછુંદર ગળે તો તેને છાંડી દેતા આંખો ગુમાવે ને તેને ગળી જતા મરી જાય. સહીયાં માંડીઈ—બહેનપણાં કરે. હેલી બાઇ!—હે અલી બાઈ! રાંણીશું......દ ડીઈ—રાણી સાથે સખીપણાં કર્યાં ત્યાં 'અલી' એમ તુકારથી સ્નેહભાવે એની સાથે વાત કરી તો ભોગ ફરી વળે.

૧૦ સેવ [ સં. सेवा ]—સેવા. તલારહ—કોટવાળ, ચોકીદાર. ફોગટ...... પચા ફુટસુ હોઈ—ત્રીસે પચે દોઢસો ખરા પણ વગર ત્રીસે પાંચે ગુણ્યાથી એટલા ન થાય. ગોપ [ સં. गोप् ]—છુપાવવું તે. સસર અધ નઈ વટ્ટ સરગડુ—સસરો આંધળો હોય ને ગુમ્બજ્ સર્ઈટો વાગે. સરગડુ [ शाण + गांठ ]—માથા ઉપરના છાપરો માં ઢાંકી નાંખવા વાળી, હાજ કાઢેલી. જુઓઃ

" આંધળો સસરો ને સણગટ વહુ એમ કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઇ ને સમજ્યા કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું,
ઉંડો કુવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક."

( અખોઃ છપ્પા )

૧૫ निर्विष [ સં. निर्विष ]—વેરઝેર વગરનો. આરાધિ [ સં. આ+राध् ]—આરાધે. કોઠી [ સં. कपित्थः ]—કોઠનું ઝાડ. સરસા [ સં. संदृक्षक ]—સરખું. કવિતામા સરસું-સરિસું—ઘણુખરૂ વપરાય છે. જુઓઃ

" વ્યોમ ફરતા વીર તે મુજ રથ સરીસા સાંકળ્યા."

( નરસિંહરાવઃ મેઘ. )

પૃષ્ઠ ૩

કોહા—કોઠના ફળ.

૧૬ યમ ભાગુ—જમને લીધે. પર્યંક [ સં. पर्यंकः ]—પલંગ. ગુલિ-ગોળથી. ગુલિ મરિ તુ વિષ કા દીઠ ?—સરખાવો આ સાથેઃ "ગુલિ મરિ તેહનિ વિષ કિમ દિજીઈ ?" (દેહલ: અભિમન ઊઝણું.)

વળી સરખાવો અખાના છપ્પા ૩૧.

૧૭ રણખેદ—રણક્ષેત્રની કાયરતા. પાણિ [ સં. पाणि ]-હાથ. કાંઇ ન લ્યુ તમ્હે મધુ આકડિ ?–તમે શા માટે આકડા પરથી [ આકડિ સં. अर्कः ] મધ [ મધુ ] ન લો ? સરખાવોઃ " अर्के चेन्मधु विन्देत किमर्थं पर्वतं व्रजेत् " ?

( શંકરાચાર્યઃ વેદાન્ત સૂત્રભાષ્ય. )

૧૮ આવરી [ સં. आ + वृ ]—ઢાંકી. આધ-આઘી, દૂર. રોકેરિ નઈ–રોકીને.

૧૯ સાંચર્યા [ સં. सं + चर् ]—ગયાં. તમ્હતણાં–તમારાં. કોડિ [ સં. कोटि ]—કરોડે. ક્ષેપક 'ર' ગુજરાતીમા પ્રવેશ્યો છે, સંસ્કૃતમાં નહોતો.

૨૦ સીંઘ [ સં. सिंहः ] સિંહ. સૂધુ–શુદ્ધ કર, સરખાવોઃ " શરીર શોધ્યા વિના સાર નહીં સાંપડે " ( નરસિંહ મહેતા. ) મઝ–મારે. રાખિન–રાખીને. પાઈ [ સં. पादः ]—પગ. અમ્હચા–અમારો. મરાઠીનો સબંધક વિભક્તિનો આ પ્રત્યય નરસિંહ મહેતાથી માંડી મારણ પછી પણ ઘણા સમય સુધી આપણી ગુજરાતીમાં ચાલુ રહ્યો છે.

૨ ગૃહસ્થાશ્રમવીશી

૨૧ ઉફર [ સં. उर्ध्व ]—ઉપર, ઉંચો, ' ઉફરાટો ' શબ્દ પણ ધ્યાનમાં રાખવા જેવો છે. तिर्यंक [ સં. तिर्यंच् ]—કુમાર્ગે ગયેલા, પાશવ યોનિના. ઉદ્ધર્યા [સં. उद्+धृ ]—મોક્ષપદ પામ્યા. ચ્યારિ પદારથ—ચાર પદાર્થોઃ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. માદલિ-(?) મગ માદલિ મમવિયોગના—(?)

ગાઠનો રોગ. વાઈવિકાર-વાયુનો રોગ ગિલ—(?) જર્ખ-જરખ. ગે નામનું ક્રૂર જાનવાર. ગોમાયસ-ચરમી (?). ત્રણિ પંચાગ-દોઢગો ( વર્ષ )

૫૮ વારિ-વારવાર ખેલવિ-ભોગવવી, રમાડવી. મંચડેઈ-માથેટે. વિટ [ સં. વિટ. ]—વિષયી, વિદૂષક. ભાગુ-થાક્યો, હાર્યો ગરકનમા ભગ્નનો અર્થ હારેલું થાય છે, જુઓ હેમાચાર્યકૃત અભિધાનચિંતામણિ, શ્લોક ૮૦૫, भग्नः पराजितः । જુઓ વળી રૂઢોક્તિ, ભાગ્યાનો ભીલ. તે ઉપરથી ગુજરાતીમા ભાગ મૂળનો ગૌણ અર્થ થાકવુ થાય છે જુઓ પ્રેમાનંદ કૃત ચંદ્રહાસ આખ્યાન, કડવું ૧૫, 'વાટ જોઈ જોઈ ભાગી.' આ ગૌણ અર્થમા એ મુળ હાલ વપરાતુ નથી." ( કેશવલાલ ધ્રુવ' કાદંબરી' પૂર્વાર્ધઃ સમજુતી ). ઉઠક—(?)

૫૯ ચોખાલિ-ચોખાળે, ચોખ્ખુ કરે પચાગિન-પાચ દિશાનો અગ્નિ લોટાવિ-લટકાવી, આમ તેમ ફેરવી. કાઇ-કાયા રયણ-રત્ન. ટસકે-ટખે પ્રીછાઈ-સુખ કરે. નિખેવ-જરૂર.

### ૪ દાનવીશી

૬૧ સધું-સાર સાખલૂ-ભાતુ ભાવવિહુણુ દત્ત દૂખલૂ-અંતરના ભાવ વગર આપેલું [ દત્ત ] નગાલુ દાન શાલિ—એક જાતનુ ધાન્ય (?). સાલિ-ડાગર રુઉ રુડુ. સુતવાણિક તણું ચાકર કે શેઠનો.

૬૨ ત્રૂઠી—તૃથા. ઠારે ઓસથી, ઝાકળથી.

૬૩-૬૪ નરાચર [ સં નિશાચર ]—રાક્ષસ આલિ-એળે, નાહક આધલુ વણુઇ નઈ કોરડુ ચિણુઇ—આધળો આખ વગર શું વણે ? પાણી વગરનું [ કોરડું ] ચણે શું ? સુકા ગારાથી ચણેલુ નીભે નહી. દિ દિ—દે દે (?) અથવા પતિ દિવસે(?). ભાલિ-કપાળે.

પૃષ્ઠ ૯

મેર [ સં. मेरुः ]—મેરૂ પર્વત મૂ દ્રવિ ભોમા પાણી છુટે કપાત્રહ [ સ. कुपात्र + ह ]—અપાત્ર લકડી બોકડી, શીઆળ. જિણુઈ [ સ. जन् ] —જન્મ આપે.

૬૫—૬૬ તોરઇ-તારૂ ગૂલ-જરા, ગુળ. ફલસિ ફળશે, ઉગી નીકળશે અગાલિ આગળ. અવાહિ હવારે. આફણુ પોતાની મેળે. કુડ કાડું. સોઈ તે. રાધિતા—રાધનારો (?).

૬૭-૬૮ ઉછા-ઓછા. ગેહ [ સં गेह ] -ઘેર. ભાવિ રાક દિ બિસણ ઠામ —ભાવથી ગરીબ માણસ બેસવાની જગા આપે લાહુ લઘુ નઈ કેશવ વડુ-વાયો નાનો ને કેશવો મોટો. જમલિ-પાસે [ સં यमल ઉપરથી ] જુઓ.

"જમલો છે જો જો જગદીશ."

( અખોઃ છપ્પા. )

રિંગગ્રુ-રંગે ગણ્યુ. નૂનાધિક—ન્યૂનાધિક, ઓછુવત્તુ. પરુહુણુ—પરોણો, મેમાન. ૬૯—૭૦ પારાંભધન સતે-છતાં. દોહિલું-વિરલ. ગચરકા-ખાટા ઓડકારા.

૭૧-૭૨ ઉદ્વેગ-ખેદ. નિરતિ [ સં. निरतिः ]—તીવ્ર ભક્તિ. જમલા—જમતા. શિબિકા—પાલખી. ભારવહા-ભોઇઓ, ઉચકનારા. તસ-તેના. નીપઈ-ઉત્પન્ન કરી. કુકસ [ સં. कृक्लास: ]—ધીગોડી. ભોગ-માટે. આખુ ખણઈ અહિ કારણિ ગેહિ -ઘરમા ઉંદર [ આખુ ] ખોદે ને ભોરીંગ [ અહિ ] ભોગવે. બૂસટ-ભોથ, થપ્પડ.

પૃષ્ઠ ૧૦

૭૩-૭૪ વાતરૂ [ સ. व्यंतरः ]—વ્યંતર, ભૂત. અહ્મ-અમારી. હોડ-શરત. ડુકીઆ તણી—પૈસાની. ડભોઈ-હાલમા ગાયકવાડ મહારાજના તાબાનુ નગર, અસલનું દર્ભાવતી. રસના-જીભ. મોકલી-છુટ્ટી. ચલી-ચસકી, વહી ગઇ. કૂડિધા—કોડિધા, હજારો રીતે. મશિ. [ સં. मिषः ]—બહાને. ખઈ [ સં. क्षि ]—ક્ષીણ થઈ. જાં.. તા—જ્યા લગી......ત્યા લગી. સઈ-દરજી.

૭૫-૭૬ ઉરતા-ઓરતા, અભિલાષાઓ. પ્રસવ કાલિ શુ પોતિ હતા ?—શું આપણા જન્મકાલે આપણે આપણા સહાયક હતા ? શરઇ-(?) તલાહારિ-કોટવાલી. વિલાઈ—ઓશીઆળુ થાય. 'માન' ને બદલે 'મનિ' મુકવાથી અર્થ ઠીક ઘટતો લાગે છે.

૭૬-૭૭ સુર—દેવો. દાખિ—બતાવે. વિસન-વ્યસન, કુટેવ વાયસ-કાગડો. વાગરી [ સં. वागुरिकः, वागुरा—જાળ ઉપરથી ]—શીકારી, વાઘરી. જસા દેવ તિશી પાતરી—જેવા દેવ તેવી તેમને માટે કુલપાતરી-કુલનું પડીકું. આમથી—અમરથી, અમથી. પરચાદથી—ફરિયાદથી (?) મદી—(?) ખાટ કે ખાંટ (?)-કપાસી-(?) પલ અધ પુલના-'પલ અધ પલના' એ પાઠ વધુ ઉચિત લાગે છે. લેખા—હીસાબ.

૭૮-૭૯ રાહુ-નવ ગ્રહોમાનો એક. સૂર-સૂર્ય. વાદિં—વાદે, જોઇને. નિગમ—વેદો. સમ્યક્—સારી રીતે. સ્વરિત—ભલું હો. સ્વામિ—વિપ્રના અર્થમા. શરઈ—સરે. માહિયા—મહીંથી, માથી.

૮૦ તોરી—તારી. રત્નાગુર [ સ. रत्नाकरः ]—દરિયો. આઢુ—ઉંડું, પુરેપુર. મુહુસાલ—મોસાળ. વિખાણ- વખાણ.

## ૫ પાખંડવીશી

પૃષ્ઠ ૧૧

૮૧-૮૨ વામી—ત્યાગી. ઉવટિ [ સં. उद् + वर्त्मन् ]—આડે માર્ગે. ઉપરિ—ગજા ઉપરાત. આવિ-એળે. નીગમી [ नि. + गम् ]—ગઇ. ભયસિ કેડિ પાડી નીગમી—ભેસ પાછળ પાડી જાય. મોટા પાછળ નાનુ જાય. બઇઠા સુરત પાખાલ ફિરી—'સુરત [ મૂર્તિ ] પખાલિ' એમ પાઠ કરીએ તો બગના પાખંડનો અર્થ ઘટાવી શકાય કલયુગ—કલિયુગ. પાર—છેડો. ગાધિ—ગધેડે. વિત્ત—સેવા, ધન. જુઓઃ—

" અણુવર્હે'ગી મીરાત અમારે, ભાઈપણા ભલા હતા;
માહોમાહે પ્રીત પુરી, ગે' ઘણા કીધા વતા "

( ઉદ્ધવ રામાયણ. )

૮૩-૮૪ કલઈ-કળે, વિચાર કરે. કાછ-કછોટો, કછોટો લાઃ—લગાવી સાકલી—એક ધ્યાન કરે દામી [ સ દમ્ ]—વશ કરે. ગાહાદિ—ગાધિ, ગધેડું દામતા—વશ કરતા.

૮૫-૮૬ અંગિ રાખ મનઈ રાખડી—શરીરે ભભુત [ રાખ ] ચોળે ને મનમાં રખાત [ રાખડી ] બહારથી દેવ મનથી શેતાન. બાગ—મુલાની બાગ, પાર્થના બાગડી-બગની, સ્ત્રીનુ આભૂષણ, રહી ટીલે મન ગદન અને ચદલી-બહારથી ટીલા ટપકા ને મનમા મેલ ચદલી [ સ. चद्रक —ચાદલો—ચાદલી ] વન ( 'મન' પાઠાંતર ? ) અને વની—વનવાસી અને વનીતા સરખાવો "एका भार्या सुदरी वा दरि वा" ( ભર્તૃહરિ ) ગુડિયા—ધળ ( ? ) સયારા—સંધાડયા ( ? ) અણદેખણીતે—અણદેખાયલાને ટોકર [ સ ટક્કર – શિવ ]—ઠક્કર, ઠાકોર ટીલા કાદઇ મ ટોકર થાઈ—ટીલા કરવાથી મૂર્તિ ઠાકોરજીની થતી નથી. સરખાવો
" શું થયું તિલકને તુલસી ધાર્યા થકી ? શું થયુ ગગાજળપાન કીધે ? "

( નરસિંહ મહેતા )

મૂઢ—મુ ધ (?) મો (?) મિરિયા [ સં मिलिंदक:—સાપ ]—સાપ (?) મંડન—ઘરેણુ, મણિ મૂઢ મિરિયા મડન કાઇ-મુખે સાપ ને કાયા ઉપર મણિ પણ અંદર તો ઝેર આમ અર્થ ઘટાવી શકાય ? સિલહલવુ-સળવળવુ ડબક—દાભિક ગુલ—ગોળ

૮૭-૮૮ કરણી—આચાર. ચટાલી-ચાડાલના જેવી ટાલિ [ સં खल्वाट ] —ટાલે ભિ-બે શીસ—માથા. વિખલિ—ખરાબીએ. મૂસલા [ સં मूशल ] —સાંબેલા કાઇ—શા માટે નિરોધ-અટકાવ સન્યાસી ...લોક ?—કામ્ય કર્મનો ત્યાગ કરી ત્યાગી [ સન્યાસી ] થયા પછી અસતોષ શો રાખવો ? તપ કરવુ તો પછી લોકમા વાસ શા માટે રાખવો ? માથા ભાનિ શીસક શવઇ-સર્વે માથાને મુગટ [ શીસક સ शीर्षक ] ગજે (?)

**પૃષ્ઠ ૧૨**

૮૯-૯૦ મધ—સિદ્ધ લોહડઇ—તોડે કટક—કાટ ( ? ) ખધ—ખાધુ ( ? ) ખમણુ—ક્ષમાશીલતા ખમ [ સ क्षम् ]—ક્ષમી, ક્ષમાશીલ રોગી-લગાવી સાધ —સાધુ. વ્યાધ ધરિ ખાઈ-હિંસક [ વ્યાધ ] ને ઘેર ખાય

૯૧-૯૨ નવઇ-નોને યમ સ્વપનિ સ્રીનુ પ્રાસગ—જેમ સ્વપ્નાતરે સ્રા -પ્રસગ પ્રાપ્ત થયો હનયા—(?) યન-જન લહિ-લે, સ્વીકારે લુઠી [ સ लुठ ] —વઠેલ. કેદારિ—કેદારતીર્થે

૮૩—૮૭ પુહુ-મુઈ જાઓ. જવ—જ્યારે. નીસત—(?) નિરોધ—નિશ્ચયપૂર્વક. નાહૈ મુહે મોટા બોલ—નાના મોએ મોટા બોલ. પોથા-કાગળના ડુચા. નુહિ—ન હોય. ઉટ ઘટિ યમ નામ્યુ નીર—ઊંધે પડે જેમ પાણી દેવુ. 'ઉટ' ને બદલે 'ઉધ' એમ પાઠ સ્વીકારીએ તો આમ અર્થ ઘટાવી શકાય દિગ—ડગ. મુહુત-મહત્, મોટા. મુખાધિ—મુખે (?) પોલિ—પોળે. સાજી નવિ રાધિ કુંભાર—સાજે [ સાજી ] હાલ્લે કુભાર રાધે નહીં. ધધુ—ધ ધો. માનિ બિડા—માની બેડા. શવકહિ સોપોને. દેખતા—દેતા. ઉખધ [ સં. ઓપધ. ]—ઓસડ. ભાંડ—એ નામની હલકી રસવૃત્તિનો ને જુઠાબોલી જાતિનો માણુસ. માહિ મર્ષલા નઈ કરિ સનાન—દીલકપટી ને સ્નાન કરી શુદ્ધ હોવાનો પાખડ કરે. પરદ્રોહી-બીજાનું અનિષ્ટ કરનાર,

પૃષ્ઠ ૧૩

મુહિ મીઠા અતરિ જૂઆ—મોએ મીઠાબોલા ને અદરખાને જુદા [જૂઆ] સરખાવો: "मधु तिष्ठति जीव्हाग्रे हृदये तु हलाहलम्." પારિ-સ સારપાર, મોક્ષે. મીની જઈ આવી કેદારિ—બીલાડી કેદારયાત્રા કરી આવે છતા ઉંદરનો ભક્ષ કરવાનું ન છોડે.

૯૮—૧૦૦ ઘરના......યાઈ—ઘરમા કરેલા અનાચારથી તીર્થે જતા શુદ્ધ થાય પણ તીર્થમા કરેલા પાપ સહસ્રગણા થઈ વજ્ર જેવા ચોટે છે—वज्रलेपो भविष्यति. અજાણિ—અજ્ઞાનથી. લેખવુ—જાણો. જાણિ—જ્ઞાનથી, સમજ્યાથી. વાહાર—મદદ, કુમક. ધાઈ [ સં. धाव् ]—ધાએ, દોડે. દીહઈ ચડ્યૂં—દહિએ ચઢ્યુ (?) લૂસાઈ-લુંટાય. મોદક મદાગ્નિ નવિ જરઇ—મદ જઠરનો માણુસ ભારે લાડુભોજન ન પચાવે. જવાસુ—જવાસાનો છોડ. જવાસા આકડા વગેરે છોડોને પાણીની જરૂર નથી હોતી, ઉલટા પાણીમા એ સુકાય છે ને કાળે ઉનાળે આખો ભાગ્યો ખીલે છે. ગણિકા......સુહાઈ—નેશ્યાપુત્રને બાપ ન શોભે [ સુહાઈ ]. સર્વાં ધૃત પાચિં નવિ સહઇ—શરવો [ સર્વાં ] જેમ ધી ન જીરવી શકે, એ તો અમિત જીરવી શકે. બૂડી પેટિ ક્ષીર નવિ રહિ-હલકી સ્રી-લોડી—ગુપ્ત વાત ન રાખી શકે. કાકીડા તણઈ—કાકીડાને. હાથીઉ—હાથી.

## ૬ હાસ્યવીશી

૧૦૧—૧૦૨ પ્રીય પક્ષ કોધ—પીયર પક્ષ કરે. સરખાવો

"વઢકણી વહુએ દીકરો જણ્યો" ( અખો. )

હૃદય સૂનું ભાગિ વાવરઇ—ગાંડો ભાગનો ઉપયોગ કરે. સરખાવો

"એ મુકી અન્ય સાધન કરે જેમ ભગરોગી વિજયા વાવરે."

( અખો: છપ્પા. )

ચમ કારેલી લીંબડી ચડી—કારેલીની વેલ જાતે કડવી ને વળી કડવા લીંબડાને વીંટાઈ વળી. ઉણુ—અધુરો. કાટલઈ—કાટલા ઉપર.

૧૦૩—૧૦૪ તપસી—તપસ્વી. ગકયુ—છટીને.

આ કડી સાથે શબ્દશ મળતો આવતો અખાનો છપ્પો સરખાવો

"અંગ આળસને તપસી થયો, ઘર મેલીને વનમા ગયો,
કામબાણ ન શકયો જાળી, રદવદતી એક આણી નવી,
શ્વાન ભસાવે દરિ છકયો, અખા ગો નહીં ને ઘર નવ રહ્યો." ૬૫૫

(અખો' છપ્પા)

કાયઈ ધીગઈ—કાયાએ ધીખે, બળે ઉનમાદ—ગાંડપણ નાદ—અભિમાન. પરણી ઉપરિ આગી નારી—બીજી પત્ની કરી. કલહુ ઉપનુ ન સકયુ વારિ—બે પરણેતરો ભેગા થતા ઉપજેલો કકાસ અટકાવી ન શકયો લીધૂ ...કરઈ?–'ચીડી' ને આગ્ય શબ્દ ગણી કીડીના પર્યાય તરીકે પાઠ યોજીએ તો અર્થ નીકળે કે કીડીએ મો અને માથે [શરઈ] ભાર લીધુ તેથી નીચે દબાતા તે આઘુ પાછુ કેમ કરે?

પૃષ્ઠ ૧૪

૧૦૫—૧૦૬ મેહ [સ મઘવન્]—વરસાદ. ગુજરાતની 'મેશ્વો' કહેવાતી નદીનુ શુદ્ધ નામ આ ઉપરથી મેહવો ખરૂ છે. ઢાઢુ—બળદ. સામાન્ય રીતે ગુજરાતમા ઘરડા બળદને ઢાંઢો કહેતા નથી. કાઠીઆવાડ અને મારવાડમા બળદને ઢાંઢો કહે છે ૧૦૫ મા છપ્પાની પહેલી બે પંક્તિઓમા કવિ કમનસીબ ખેડુતના દુ ખની કહાણી આબાદ રીતે વર્ણવે છે પીપલિ—પીપળવૃક્ષ કે કીડી [સ. पिप्पलिका]? પીપલિ (કીડી) પાઠ સ્વીકારીએ તો અર્થ નીકળે કે કીડી ચઢી ચઢીને કેટલી ચઢે? નીચી જ ડાળે ઉપરની બે પંક્તિઓનો સબધ સાથે લેતા આ અર્થ મને ઉચિત લાગે છે ના પિય લાડિ પણ કર્મ નિલાડિ—જ પિયએ અક્ષરો ભેગા કરી 'જપીઅ' એમ પાઠ સ્વીકારીએ તો અર્થ બેસે છે કે લાડિ [મારવાડી લાડીજી–વહુ] ની જપ માળા જપીએ પણ એ નસીબ વગર કયા? પાપી ...બેડિ બૂડિ શરસી લેક– 'બેડી' ને સ્થાને પેડી (પેઢી) પાઠ લેતા અર્થ સુગમ થાય છે પાપના ધનથી વેપાર કરેલો? પેઢી ડુબ્યા જેવી [શરસી—સરખી] સમજે સારૂ નયર ઉજાડઈ– આખુ [સારૂ] નગર [નયર] ઉજ્જડ કરે [ઉજાડઇ] સલઇ—ટોળે નીલૂ [स. नील] —લીલું. સુકા સાથે લીલુ બળી જાય છે પાપી ભેળા પુણ્યાર્થીઓ પણ હોમાય છે

૧૦૭—૧૦૮ હરિષ-હર્ષ. ભાલણ પણ 'હરિષ' શબ્દ વાપરે છે

'એહ કથા કાહોનિ વિસ્તારી હૈઅડે હરિષ અપાર,
હરિગુણ અમૃતપાન કરાવી સમજાવ્યા ભૂપાર"

(ભાલણ ધ્રુવાખ્યાન.)

વીસ વિસા—વીસ વસા, સો ટકા. જવ જ્યારે. પઇઠ ઉંટ બલા હાકતા— 'બકરી કાઢતા પેસે ઉંટ' એ કહેવત સાથે સરખાવો. બલા–વિટબના વેત્ર વિણસઇ —વેતર નષ્ટ થશે [વિણસઇ સ विनश्] અપાઈ [સ अपाय] —નુકસાન

બઇઠુ ધરિ કુહાડા ધડે—ઘેર બેઠુ ભાયા હાટલા ફાડે નવરો બેઠો નખ્ખોદ વાળે નવરો નાવી પાટલા મુડે

૧૦૮–૧૧૦ પાગ—પગ ગાઢેરુ–ઘણુ નૈરસ [ સ નારસ ]—રસ વગરની વમઈ–વામે, ત્યાગે લોભિ અતિ આરાસુ ધાઈ— લોભિ અતિ આચારસુ ધાઈ' એમ પાઠ લેતા લોભથી અત્યાચાર સુધી દોડે એમ અર્થ બેસી શકે ઉઠયુ લઠ જોઅણુ નવ જાઈ—લાઠ [વડેલ] પાકયો અને જોયા જાય નહીં જોઅણુ જોવુ તે આફલઇ અફાળે, મારે, શિક્ષા કરે વારીતા—અટકાવ્યા છતા ભુકતુ ગાધહુ ચોર લીધ—ભુકતા ગધેડાને ચોર ચોરે તેવી દશા થાય

૧૧૧–૧૧૨ શીબલીફૂલ—શીમળાના ફુલ આ ફુલ માત્ર બહારની શોભાવાળા છે એને કોઇ લેતુ નથી મભ માહિ—મોભ માહિ, છાપરે (?) રુઉ–રુડુ ઉખરવી–વણપાથરેલી ખાટિ—ખાટે, હીંચોળાખાટે ચદ્રુઉ–ચદરવો, છાજ, જડી—જડીબુટ્ટી ધાત–બોધ, શીખામણ પાત્ર–યોગ્ય પૂજ્યપાત જાત્ર–જાત્રા

પૃષ્ઠ ૧૫

૧૧૩–૧૧૪ સૌખ્યવિલાસ—સુખના ભોગ ધરિ યામાત્ર પુત્ર કલપીઈ–ઘરમા જમાઇને પુત્ર કરી રાખે તૃષ્ણાપણ જમલ જલ પીઈ—તૃષાતુર બધીઆર અર્થાત્ ગદુ પાણી પીએ કોઠી ધોતા કાદવ ઉમટઇ–કોઠી ધોતા કાદવ નીકળે, શ્રમ નિરર્થક થાય. ગુરિ–ગુરુએ તુઝ–તને ગોપ્ય–છુપાવવાનો ચવુ—કહો સૂધી સૂઠી મહારે મવુ—સોપી સુઠને મારે મોહી ૫ ગુ (?)

૧૧૫—૧૧૬ સાખ્ય–પ્રતિષ્ઠા, સાખ શકટ તલિ–ગાગ હેઠળ દેવ્યા—દેવો આરતિ—હોસે ભાજેવા—ભાગવા જોસ [ સ ज्योतिष् ]—જોસ ભવિષ્યકથન ગરોડાનુ [ સ गुरु ]—ઢેડના જ્યોતિષીઓ ગુરુ–ગોર–ગરોડાઓ કહેવાય છે. યમ આધિ આતુ ડેલીઈ—જેમ આધળાને આધળુ ઠેલે, 'अंधान्धगतिकन्याय' થી

૧૧૭—૧૧૮ શર્મ—શ્રમ હર—(?) છાયારૂપ સવાતિ ફિરઇ—છાયા અને દેહ [રૂપ] સાથે ફરે પટઆલિ—આલપટે, કપાળે સુર તજી કિહા જાઇ શીઆલિ ?—સુર [ સ सूर्य –તે ઉપરથી તડકો ] ત્યાગી શીઆળે કયા જાય એ અર્થ ધરી શકે (?) જણ્ જણ્ આગલિ ગુજ મ પ્રકાશિ, અતર આણી મોગી આસ–સરખાવો આ સાથે

"य य पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीन वच ।'

(ભર્તૃહરિ)

ગુઝ મનની વાત મુહુગા [ સ मूक ]—મુગા, અબોલ સોઈ—તે ગોવુ—ગોરા ખડ—વાસ .

૧૧૯–૧૨૧ લવાર–લબાડ, લવારીખોર પર ઉપગાર–પરોપકાર નિગુધા–નાહ્યા માહાસો છેહા [ સ छिद्र ]—છેદ, છેડા પાદ માકઈ ખીલા પ્રમાણિ–પાદુ ખી મ યબિંદુથી તેના અભાગથી થતા વતુલમા ફરે [માકઈ] ૧૨૦મા છો

ઉખાણા વીરો કહે છે કે મુરખાએ તેમજ મહાબુદ્ધિશાળીઓએ જે જે ઉખાણા કહ્યા છે તેને સરસ્વતીએ [ભારતી] શુદ્ધ [ સુધા ] કર્યા છે. રાગગા-રામરખાઓ, ક્રોપટા. બાચક ધમ મૂઆદૂ લીધ-મારકાથી જેમ ધુમાડો લેવાય તેમ અર્થાત્ બહુજ મુશીબતથી મે તે લીધા છે. ઉખાણાનો મહાસાગર ડાહ્યાઓએ અને મુરખાએ ભરી નાખ્યો છે તેમાથી મહામહેનતે તારવી તારવીને મે મારી આ કૃતિ કરી છે.

## ૭ મૂર્ખવીશી

પૃષ્ઠ ૧૬

૧૨૨—૧૨૩ ઝાલ-જાળ. ખાઇ-ગુગ કરી 'સોનાની જાળ પાણીમા ન નાખો' એમ કહેવત છે. સરખાવો

"નાખિ મ જલિ સોનાની ઝાલિ."

(શ્રીધરઃ રાવણમંદોદરીસંવાદ.)

મડ઼ [ફા. मुर्दन्-મરવુ ઉપરથી ]—મુડદું, શબ. માલિ-ખેતરના પાક પર નજર રખાય ને પંખીઓ ઉડાડાય એ માળો કહેવાય છે. ટાહિ-ટોવે, ઉડાડે. ઢેડનઈ—ઢેડને, અત્યજની એક જાતિ. માતુ-અલમસ્ત. બોકડ-બકરો. કૂગી-ઉલટી. બુક્ષ-ફાકી. દલિ-દળે. સ્વામીનૂ સરયૂ [ સં. सृज् ]—સરજેલું. મસાણુ [ સં. श्मशानं ]—મુડદાની દાહભૂમિ.

૧૨૪-૧૨૫ સીરી—સીધી. વિગોઈ—વગોને, નિંદે. કુટણહારી-કુટનાગી. ચોહાણી-ચોહ (પસંદગી) વાળી, મનપસંદ (?). કીડાકીટ [ સ कीटः ]—કીડા. કપૂરિ—કપુરે. વિષ્ટા—અમેધ્ય. વાયસ [ સં. वायस ]—કાગડા. ગર્દભ [ સં. गर्दभ ]—ગધેડુ. ગુરવનુ-ગૌરવનુ (?)

૧૨૬-૧૨૭ વચન કીધૂં-આજ્ઞા પાળી. ગુરની વાન-ગુરુની વાત. પુરાણા [ સં. पूर्ण ]—પરિપૂર્ણ. ચિતિ-ચિત્તે. પ્રાણિ પલઈ—મરણે વળે. ભિતિ-ભીંત. આફલઈ-અફાળે. હસ્તી પહલાણ-હાથીની અબાડી.

૧૨૮ પરિભવ-પરભવ. હઇઈ-હૈયે. ચૂડકરણ-ચુડા કરમ, પતિ પાછળ ચુડો ફોડવાની પ્રથા. શરમૂંડી [ સં. शिर + मुडनं ]—કેશાવપન. મૂહુરત [ સં. मुहूर्त ]—મંગલ ચોઘડીયુ.

પૃષ્ઠ ૧૭

૧૨૯-૧૩૦ મજના—માનુ જાનો. વિપરીત—ગો માર્ગે લઈ જનારી વરઈ આવઈ—કામ લાગે. કુદ્ધિ—કાઢી ગયેલ. પ્રતિબોધ્યા—ઉપદેશ્યા.

૧૩૧-૧૩૪ વંક અભ્યાસ—વાંકી હોવાની કુટેવ. ભડક-ફૂટે. પોગર—(?) મુહુત-મહત્વ, માન. નૈરસ કાઠ—સુકુ લાકડું. આછી...ખમઈ-પાતળી છાશ પણ વધારાનું પાણી નહિ સમાવે. અપદેશ—ઉપદેશ. રેસ—રીસ. ભૂજગમ—સાપ. શીહ—(?) રૂપ—(?)

૧૩૫-૧૩૭ પાસ—સ્પર્શ. મોડિ—મરડે. કળખિ ખુક્ષખી... ..જોઇ—' કખ વિખુ લખી ' એમ શબ્દો ગોઠવતા અર્થ થઈ શકે કે કાળી કાગળી ઉપર કોઇ કાળા અક્ષર ન લખી શકે, માણસની જેવી ના। તેવી તે ઉપર ભાત (અર્થાત સરકાર) પડે, સમુદ્ર . .ભલ્યા—જેમ એક સમુદ્રમા સાતે સમુદ્રો ભેગા થઈ ગયા સાત સમુદ્રો ' ક્ષારોદ, ઇક્ષુરસોદ, સુરોદ, ઘૃતોદ, દધિમંડોદ, શુદ્ધોદ અને ક્ષીરોદ. નીલજ [ સ. निर् + लज्जा ]—લાજ વગરનો નાગો ગુહ્યક [ સં गुदा ]—મલદ્વાર ખીજહ—ખીજડાનુ ઝાડ નીલજ... . છાહીડું'—" નાગાને કુલે બાવળીઓ ઉગે તો કહે કે નહીં, છાંયડો થયો" એ રૂપ હાલ કહેવતે લીધુ છે વીંટીઆ—વીંટલા. સાપડી [ સ सं + पन्न ]—ઉત્પન્ન થાય

પૃષ્ઠ ૧૮

૧૩૮-૧૪૦ બ્રહ્મસૂત્ર......ધરઇ-બ્રાહ્મણ ઉપવીત ( સૂત્ર ] ધારણ કરે અને રાજા છત્ર ધરે પાઠાંતર . ' બ્રહ્મસૂત્ર '. શર્મ—શ્રમ. ચોર... ..ગમઇ-ચોરને ચાંદનીની હાજરી ન રુચે, એને તો એના કામને અનુકૂલ અંધારું જ પસંદ પડે. આયસ [ સં आयस. ]—શ્રમ. પરમોહ-પરગોગ, પ્રભુ ગાઇ-ચારઇ . ગોવાલ- ' ગાયો વાળે તે ગોવાળ ' આમ પણ કહેવતનો પ્રયોગ થાય છે.

## ૮ અદ્‌ભુતવીશી

૧૪૧-૧૪૫ કહાહરઈ—કરાઇ હપરથી ( ? ) વેહની મનસા .શુદ્ધિ—મન ચંગા તો કથરોટમા ગંગા. ધવ—ધાવડો, એ નામના ઝાડનુ લાકડું. છાદા-છિદ્ર, ચાદા વઇદાગી—(?)

પૃષ્ઠ ૧૯

૧૪૬-૧૫૩ મોટા. . રાજ—બુદ્ધિમાનને બધો વિચાર, મુરખને વા ને પાણી પઈલા—પેલા મેર—મેરુ પર્વત. એ સુવર્ણનો છે અને પૃથ્વીનું મધ્યબિંદુ છે. વીગતવાર'હકીકત માટે જુઓ **રા. ડાહ્યાભાઇ દેરાસરી કૃત પૌરાણિક કથા કોષ તૃતીય ખંડ.** કૌલકમતિ-કૌલીન એ નામના મત અનુસાર. શાક્ત વિધિનો એક પ્રકારનો અનુયાયી ' કૌલીન ' કહેવાય છે. જુઓ " तदेव कौलिनमिव प्रतिभाति । " ( કાલિદાસ વિક્રમોર્વશીય. ) ભૂખ્યુ..... ભાણી —ભુખ્યો શું પાપ ન કરે ? તે પોતાની પત્નીને પણ લગ્નનિયમનો ભંગ કરી વ્યભિચાર માટે વેચી ખાય માટણે અહીં તેના કાલના સમાજનું નીતિભ્રષ્ટ પાસુ યથાર્થતાથી આલેખ્યુ છે શવિ આરા રેહણિ જાય-સૌ આટાલુણમા જાય રેહણિ—રસ્તે, કૂચ-કચ, વાળ (?) પૌંવઈ-હીજડો. આખડી-વ્રત, બાધા, ઉપરિથુ-ઉપરથી. વાચ્યુ બીજ તણું મહિકાર—આભાનો ગોટો વાવ્યો. ફલ વાછઈ વિણ વા યા દાર-પત્ની ( દાર ) નું વય પુરૂ ખીલ્યુ ન હોય ને તેની તરફથી પ્રજાની ઉતાવળી ઇચ્છા રાખે ખણ્યૂ—ખોયું'.

પૃષ્ઠ ૨૦

૧૫૪-૧૫૬ વિનુસણકાલિ બુદ્ધિ વિપરીત—વિનાશ કાળે બુદ્ધિ બગડી. વિરાલ [ સં વિડાલઃ ]—આખ (?) બીર—બેર, મિત્ર, બીહ્નુ. ગિરદ-ચરોનાન. દના-દાની (?) ગામગહમાલુ-ગામગારણી (?) ચસવાઉ-' ચસ વાઉ ' એમ પાઠાંતર ગોઠવી ચશ લે એમ અર્થ ઘટાવી શકાય. ક્રીડા વચનિ-રમતના બોલમા. ઢંકિ—ઢાંકી (?) કે ઢીંકણી-ફણાળી (?) પ્રાગી—' પ્રીછી ' હોવું જોઇએ.

૧૫૭-૧૬૦ સુમન્નિ-સમકિત, સમ્યકત્વ. કુંભી-કુંભીપાકે. કુંભીપાક એ એકવીસ જાતના નરકોમનું એક ગણાય છે. જે કોઈ સત્ત્વ પ્રાણીને રાંધીને ખાય તેને તેને આ નરકની યાતના ભોગવવાની હોય છે. નિંસતા-અપુત્ર. મેઠન-(?) કિમ માગલિ જઇ દીકિરા-કિમ મા બૂલિ જઈ .એમ પાઠાતર લેવાથી અર્થ કંઈક બેસે છે.

## ૯ રાજનીતિવીશી

પૃષ્ઠ ૨૧

૧૬૧-૧૬૫ સદગર-સદ્ગુરૂ. આકની લાકડી—આકડાનો લાકડી (?) રૌરવિ—નરકમાનું એકવીસ નરકોમા. એક નરક રૌરવ છે. રાઉ ....તેહ-રાજાએ માની તે પૂર્વ દિશા [ દેશ ]. સત્તા આગળનું શાણપણ પૂર્વ પુરૂપ-પૂર્વે થઇ ગયેલા મહાપુરૂષો. માજર-બીલાડી. સુદ ગુરૂ-' સદ્ગુરૂ ' એ શબ્દ હોવો જોઇએ. સખાલી-સુખવાળી. હાડુ-રસ્તો. ' હડે પડો ' એ પ્રયોગ ચાલુ છે.

૧૬૬-૧૬૯ ઉસના રાઉ-ઉશના રાજા-સોમવંશી યદુપુત્ર ક્રોષ્ટાના વંશમા જન્મેલા ધર્મ નામના રાજાનો પુત્ર. કલ્પવૃક્ષ-એમની સખ્યા પાચ છે : પારિભદ્ર ( લિંબ ), મદાર, પારિજાતક, સતાન અને હરિચંદન ( નર્મકથાકોષ. ) આફણી-એની મેળે. ઉવેલી-(?)

પૃષ્ઠ ૨૨

૧૭૦-૧૭૪ ઘરમાકુલિત-ઘામ-તાપ-થી પીડાયલું. મકાતી-દાણી, જકાતી અમલદાર. હુર—આકડાનુ રૂ ગ્રામધિપ-ગામપટેલ. માઈ-માય, સમાય.

૧૭૫-૧૭૭ ગે કન્યા વેચી વૃત્ત લીઈ—વૃત્ત ' વિત્ત ' ને બદલે પેસી ગયો લાગે છે, જૂ હરૂ-' જુવાર ' શબ્દના અક્ષરો છિન્ન ભિન્ન થયા લાગે છે. પીડા-ચાપ્યા, દાબ્યા.

પૃષ્ઠ ૨૩

૧૭૮-૧૮૦ ન્યાતિ [ સં. જ્ઞાતિઃ ]—જ્ઞાતિ. આપણી-પોતાની. અલગુ કરં-બહિષ્કાર કર્યો. વાદ—વાદે, પાછળ. ગોવ્યદ [ સં. गोविंदः ]—પ્રભુ. રતિ-પ્રેમ. રીઝાવૂ-પ્રસન્ન કર્યો. મહાલુ-મહલાવ્યો, મોટો કર્યો, ફેલાવ્યો. નિતુ-નિત્ય. પ્રમાણ-બરાબર છે, સટી. પ્રમાદ [ સં. प्रमादः ]—આળસ.

## ૧૦ વૈરાગ્યબીશી

૧૮૧-૧૮૨ આશાપાશ [ સં. आशा + पाशः ]—આશારૂપી જાળે. ચિહુસઈ—ખીસે. આપિ—પોતે. દીવાલી [ સં. दीपावलि. ]—દીવાળી; મન. સુપડ—સુપડે. કાંકરડા—કાંકરા. એણ—એ. માકડ—માંકડું. માકડ નાચઈ યોગી ખાઈ—વાંદરું નાચ કરે ને તેની કમાણી યોગી ખાય. સરખાવોઃ

" મિલ્યા માનવી વાંનર સાથિ, પેટનાટ કરસી પરભાતિ;
આગિ ઉખાણો મહીઅલ માહિઃ માંકડ ભીખઈ જોગી ખાઈ."

( શ્રીધરઃ રાવણમંદોદરીસંવાદ. )

તડકુશીત—તડકોછાયા. વિણુ—વને. અધિકરણાર્થ સપ્તમી અધ્યાહૃત. વિછાટયા—ત્યાગ્યા. સાધુ—સાધ્યો.

૧૮૩-૧૮૪ રાવહૂંનઈ—સૌને. મતાં—સહીઓ. કાગલિ ભીનઈ પાખલિ કાજ—કાંખળ પાખળી માટે ભીની થાય (?) વિસમી [ સં. विषम ]—કપરી. ઉંબર—ઉમરો. વનવાસની વિસમી વાટ, ઘર ઊબર દોહિલું ઘાટ—આ સાથે સરખાવો·

" ઉમરા તો ડુંગરા થયા રે, પાદર થયાં પરદેશ,
ગોળી તો ગંગા થઈ રે અંગે ઉજળા થયા છે કેશ;
ઘડપણ કેણે મોકલ્યું ?"

( નરસિંહ મહેતાઃ જ્ઞાનનાં પદો. )

કાલા—કાગડા (?) ભઈરવ ઝાપ [ સં. भैरवतर्जकः ]—ભૈરવઘાતના. કાશીમાં પરમાત્મના સ્વરૂપમાં ભળવાની હોંસવાળા મુમુક્ષુઓની 'કાલભૈરવ મરણકાલે જે ભયંકર શુદ્ધિક્રિયા કરે છે તે. સરખાવોઃ

" પાદપ કહે પેસો પાણીમાં તે કમળે ખાધા ભૈરવજાપ;
અર્ધજળ રહી ઈશ ઉપાસે આપોપું ખુંચાડી કાપ."

( ઉદ્ધવઃ રામાયણ. )

૧૮૫ બાંધી—બંધન કરી. મામ—અહંકાર, મમત્વ. સરખાવો 'મમ' શબ્દ માટેઃ

" પણ મિત્ર આગળ મામ મુકી માગનાં જીવ જાય;
મામ ન મુકીએ રે ! "

( પ્રેમાનંદઃ સુદામાચરિત્ર. )

એણ [ સં. एनः ]—હરણ. મીન [ સં. मीनं ]—માછલું. ઇંદ્રિઅવશ—ઇંદ્રિયવશ. પાંચ ઘરિ હાકિણિ પરહરિ—પાંચ ઘર તો ડાકણ પણ છોડે છે.

પૃષ્ઠ ૨૪

૧૮૬-૧૮૭ પરમહંસ—ઈશ્વરજીવની અદ્વૈતતા અનુભવનાર ઉચ્ચ કોટિનો સ્થિતપ્રજ્ઞ. મોકલિ—મોકલે, છુટે. વરુ—વરો, ખર્ચ. ભંડારી—ખજાનચી. યમ.યમ—રાવહિ વરૂ જાઇ......રાઇ—આ સાથે સરખાવો કહેવતઃ " દાતારી દાન કરે ને ભંડારી પેટ કુટે. " પાસિ—પાસે. અમોયત—(?) દેહાગમે—જન્મ થતી વખતે.

૧૮૮-૧૮૯ બીર (?) ગિરી-ચીઠાપ. દક્ષા [ સં. દીક્ષા ]—વ્રત. ક્રોધ ક્ષમા વારેવા ઠામ- ક્રોધ અક્ષમા [ ક્ષમાને બદલે ' અક્ષમા ' પાઠ લેતા ] વગેરે નીવારવાનું ઠેકાણું. વરઈ-જય. મારિ ન મનસા નારિ સોહ વસી-ઉરે વસી રહેલી પ્રિયાની વાસનાને ટારી [ મારી-દૂર કરી ] નહીં. કમરિ કટારી ઢીક ઉપરિ કિશી ? —કમ્મરે કટારી હોય ને તે ઉપર ગડરો [ ઢીક ] કેવો ?

૧૯૦-૧૯૧ જુ લૂટી લિરિ રખવાહ-જો સાચવનાર [ રખવાળ, રખોપીઆ ] સાચવવાનો માલ લૂંટી લેગે તો. કાછીઉ-કાછીઓ, શાકપાન વેચનાર. જુએ વાડિ ચીમડા ખાઈ? સરખાવો વાડ ચીભડા ચોરે જુ આપણૂપૂ છાડી રહિ-જો હુંપણુ [ આપણુંપૂં ] ત્યાગીને રહે સરખાવો

" ચિત્ત રૂપી રોગ મનને ગયો, અખા આપોપુ ભુલી ગયો. "

( અખો· છપ્પા. )

પાછલિ સૌખ્ય અનંતા લહિ-પાછળથી અપાર સુખ ( આત્માનું ) પામે. .

૧૯૨-૧૯૫ સુહુણા-સ્વપ્ના. સચ-પ્રપંચ. વ્યસનલિસન-વ્યસનબસન. થયુ-થયું. બાધિ કણબી આમ ન વસઈ-કણબીઓ છુટા રાખવાથી ગ્રામ ન વાસે. વરાસઇ-ગ્રુહથી, ભ્રમથી. ઈસ-ઈશ, મહાદેવ. નિકટ—નિષ્કટક. દેઊલિ-દેવળે. સાલ-અખંડિત.

પૃષ્ઠ ૨૫

૧૯૬-૧૯૯ હૈઇ દૂલાણુ-હૈડે દુભાણુ. બાઇના ફૂલ બાઇનિ ચડિ-હાલમાં આ કહેવત આમ પણ બોલાય છેઃ " બાઇના ફુલ બાઇને ને શોભા મારા ભાઇને. " પે પે વઈરપણુ......રાવે-જે જે વેરભાવ દર્શાવે છે તેઓ સર્વ તારા મિત્ર છે. સરખાવો આ સાથે " मैत्री मे सर्व भूतेषु वैरं मम न कस्यचित् ". કમાવન મન-કમાવનું ( અનીચ્છાનું ) મન. છેદી નાક કરઇ અપસકુન-નાક વાઢીને અપશકુન કરે. ગ્યાની-જ્ઞાની. અયાચિ વરત-અયાચક વ્રત. હરિપાશુ-(?)

ગ્રિરહ-(?)... ..દુધિ વછ પૂછ ફેરહરઈ-દુધ પીતું વાછરડું પુંછડું હીલાળે.

પે જન .....ભીખ-ભર્તૃહરિને તીવ્ર વિરાગ થતા તેણે રાજ્યત્યાગ કરી ભીક્ષા માગી એ ઉપરથી કવિનું આ વક્તવ્ય લાગે છે. માત્રા જોતાં ' લઘુ ' શબ્દ ક્ષેપક લાગે છે. માસઈઈ-સહન કરે. વહકલ્લ લડસડત ભાજીઈ-અર્થ સ્પષ્ટ સમજાતો નથી.

૨૦૦-૨૦૧ પસારઇ-(?) પુહુચુ-પહોચ્યો. ગલુ-ગળ્યો. અંકુરી-કુરી, પરા પશ્યંતિ, મધ્યમા અને વૈખરી-આ ચાર વાણીના પ્રકાર છે ( નર્મકથાકોષ ) વરા-શ્રેષ્ઠ પરાત્પર-પરાવાણીથી ચઢે એવી.

## ૧૧ સજ્જનવીશી

૨૦૧ મણી-' ભણી ' પાઠાન્તર યોગ્ય લાગે છે. મયા-માયા, પ્રેમ. મા પ્રીસણૂઈ મુહુસાલિ વીવાહ-મામાને ઘેર વિવાહ ને મા પીરસે [ પ્રીસણૂઈ ] પછી શું બાકી ?

પૃષ્ઠ ૨૬

૨૦૨-૨૦૫ નિરોગ-રોગ વગરનો, બીજઇ આશ્રમિ-ગૃહસ્થાશ્રમમાં. ૨૬-૨૭ (?) આપ-આપપણું, આત્માપણું. મનસા મેહેલિ સંતોષિ જડી-આસક્તિ [ મનસા ] ત્યાગી સંતોષને વળગે. હેમ કચોલૂ-સોનાની વાટકી. ભીખ ઘાલઈ-ભીક્ષા આપે. ભાજિ-ભાંગો, નાશ કરો. પાશ નાખ્યું—ફાંસો ઘાલ્યો. ગુગલઈ-ગળે, ચર્મ ચીરા વિણ-ચામડી ફાડયા વગર. દંભક નાતક પૃરિ ન પડઈ-દાંભિક અને સંયમીને મેળ ન બેસે.

૨૦૬-૨૦૮ શીય—શી, કેવી. ' ય ' પ્લુત. આબિઇ-આબાએ. પયસારિ ગૌ-દૂધભરી ગાય. પરિ—રીતે, પ્રકારે, વિગતઇ-વિગતથી. ઉંચા મેહ નીચા થૈ ભરઈ-મેઘની સજ્જનતા નીચે આવી નદીસમુદ્રોનું પાણી લઇ ઉંચે જવામાં ને વર્ષવામાં છે. લોક માહિ શરિખા થઈ મિલઈ-મોટાનાનાનો ભેદ ભુલી સમાન થઈ લોકમાં ભળતા રહે. નારી કુંભ......પ્રીછવઇ—જલબેડું લઈ પનીહારી રેડું સાચવતી જાય ને રસ્તે વાત પણ પેરે પેરે કરતી જાય. બિહુ પરિ—બે રીતે. અંદરના અને બહારના ( દેખાડવાના ).

૨૦૯-૨૧૦ ખાણ વધારે અશ્વ આફણી-ઘોડા પોતાનું ખાજ (ખાદ્ય, ખાન) પોતેજ વધારે, આહાર વધાર્યો વધે એ ન્યાયે. પીશું...ધર્ઈ—'ધર્ઈ' ને બદલે 'ધણી' પાઠાંતર ઉચિત લાગે છે. ચંગ—શુદ્ધ. "મન ચંગા તો કથરોટમેં ગંગા" એ કહેવત જુઓ. પર ઉપગારિ પદિ પદિ ગંગ—પરોપકાર કરનારને પગલે પગલે ગંગાસ્નાનનું પુણ્ય લાગે. દૂધિ ત્રુઠા મેહ-દૂધે મેઘ વર્ષ્યો [ ? ]. દીહ—દિવસો તગતગઇ-ચળકે. લીહ-લીટી.

પૃષ્ઠ ૨૭

" બુદ્ધિમાંનિ તાં મિં રતવ્યૂં ચતુર રકંધ માંહે એહ;
કવિતા કોએ રીસ મ આણુરો દેતી પ્રબંધ એહ. "

( ભાલણઃ ધ્રુવાખ્યાન. )

" કર સાહી કવિતા તણો મારગ મુઝ દેખાડી. "

( શ્રીધરઃ રાવણમંદોદરીસંવાદ. )

બંધ—કાવ્યબંધ. ભાલણકવિ ' ભાષાબંધ ' શબ્દ વાપરે છેઃ

" તેન્હિ પ્રીછવા કારણે કીધુ ભાલણિ ભાષાબંધ;
સકલ ઉપમા કહી ન જાઈ, કિંચિત કથાસંબંધ. "

( ભાલણઃ કાદંબરીઃ પૂર્વ ભાગ. )

પાલા કિશું રાઉલ દ્દઉ?—આશ્રિતો ( પાલા ) રાજાને શું દે? આ સાથે ગુરુ ઉપરના અખાના પ્રસિદ્ધ પ્રહાર સરખાવો.

પૃષ્ઠ ૨૮

જઈન—જૈનો. જયણ-ક્ષમાશીલતા. વરતુ-વર્તો, આચરો. વીસાસ-વિશ્વાસ. કવિના વિચારો જૈન વગેરે અન્ય માર્ગીઓ પ્રતિ ઉદાર છે. વાહાં-ખેંચાપલાં.

## ૨૨ દ્વૈતવીશી

૨૨૧-૨૨૩ સૌક્ષમ [ સં. सूक्ष्म ]—સૂક્ષ્મ. કંધિ—[ સં. स्कंधः ]—ખાંધે. ડાગે મારૂં પાણી એક-પાણીમાં ડાગ માર્યાથી પાણી જુદા નથી થતાં તેમ પ્રાણી પ્રાણીમા દ્વૈતભાવ નથી, સૌ એક છે. કે ઉપવીત પેટિ નવિ જાણ્યાં—કોઈ બ્રાહ્મણો ( ઉપવીતધારીઓને બદલે ઉપવીત શબ્દ વપરાયો લાગે છે. ) માના ઉદરમાંથી સરકાર લઇને નથી આવ્યા. તરક [ ફા. तर्क ]—મુસલમાન. સૂનત [ અ. सुंनत—રસ્તો ]—પેગંબર સાહેબ અને તેમની પછી ગાદીએ બેસનાર ખલીફાઓએ જે પ્રમાણે વર્તણુક રાખી હોય તે રસ્તો. મુસલમાનપણાનો આ એક સંસ્કાર છે. એમાં લિંગમણિની ત્વચાનો છેદ કરવામાં આવે છે. નો [ સં. न + उ ] નહીં. ધ્રુંચિ-તોડી. જુઓઃ " શું થયું વાળ લોચંન કીધે? " ( નરસિંહ મહેતા. ) ગર્યા-પડયા. દર્શન-દર્શન-શાસ્ત્રો. આપ આપણાં રૂડા ચવઈ-આપ આપણી વસ્તુને સૌ કોઈ રૂડી કહે [ ચવઈ. ]

૨૨૪-૨૨૫ ઉથાપીઉ [ સં. उद् + स्था ]—ઉલ્લંઘન કર્યું. કૂઈ [ સં. कूपः ]—કુવે. ઢુંઢિઇ-દોડે. તેજી-ઘોડા. કાનસોરા--કાન સુધી. શૈવ-શિવમાર્ગી. પરઠઈ—[ સં. प्र + स्था ]—સ્થાપે. સાંખ્ય-તત્ત્વજ્ઞાનનો એક પ્રકાર. ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા, વેદાંત, સાંખ્ય અને પાતાંજલ: એ છ છે. આ વેદ-ઈશ્વર-ના અસ્તિત્વને માનનારાં દર્શનો. ઈશ્વરના અસ્તિત્વને નહીં માનનારાં છ દર્શનોઃ—ચાર્વાક વા લોકાયતિક, માધ્યમિક, યોગાચાર, સૌત્રાન્તિક, વૈભાષિક અને દિગંબર. પ્રકૃત [ સં. प्रकृतिः ]—પ્રકૃતિ. સાંખ્યદર્શનમાં પ્રકૃતિ, વિકૃતિ, ઉભયાત્મક અને

અનુભવાત્મક' આ ચાર પ્રકારના પદાર્થ મનાય છે. મીમાંસક–પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા એ બે કે એકનો અનુયાયી. ( વિગતવાર હકીકત માટે જુઓ **મણિલાલ દ્વિવેદી: સિદ્ધાંતસાર.** ) ચાર્વાકિ–ચાર્વાકમતમાં. ચાર્વાકદર્શન લોકસંમત વાક્યોનો આશ્રય કરે છે, અને પારલૌકિકને નથી માનતું. દેહસુખ એનો પરમ પુરુષાર્થ છે. ચાર્વાક નાસ્તિકોનો શિરોમણિ ગણાય છે. એનો સિદ્ધાન્ત જુઓ:

' यावज्जीवं सुखं जीवेन्नास्ति मृत्योरगोचरः ।
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥ "

બોધ–બૌદ્ધદર્શનકાર બુદ્ધ. માધ્યમિક, યોગાચાર, સૌત્રાન્તિક અને વૈભાષિક એ ચાર નાસ્તિક દર્શનનો સમાવેશ કેટલાક મતોએ બૌદ્ધદર્શનમાં થાય છે. બૌદ્ધ પ્રત્યક્ષ અને અનુમાન એ બે પ્રમાણ સ્વીકારે છે. એમની ભાવનાઓ સર્વ ક્ષણિક છે, સર્વ દુઃખ છે, સર્વ સ્વલક્ષણ છે અને સર્વ શૂન્ય છે.

. ચાક ઉપરિ પીડુ મૂકિઉ—મારણ આ દર્શનોની વિવિધતાને કુંભારના ચાક ઉપરનો પીંડો કહે છે. એમાના સિદ્ધાન્ત કુંભાર ગારાના પીડાના આકાર જેમ ઘડે છે તેમ તે તે દર્શનકારો એમના દર્શનો જેમ ફાવ્યુ તેમ ઘડે છે.

પૃષ્ઠ ૨૯

' ૨૨૬–૨૨૮ નયણુ–'નમણુ ' નમવા યોગ્ય એમ પાઠ લેવો (?) જહારશિઈ–જાશે (?) ખુટ ખેડઈ—દિશાનો ખેડે–મા જાય. કહી કડણિ બઇસરિ ઉટ–કોણ વાંકેચુકે રસ્તે [ કઢણિ ] ઉટે ચઢશે? છપ્પા ૨૨૫ થી ૨૨૮ મા કવિ વિવિધ દર્શનોનું એની સૂત્રાત્મક 'સચોટ' શૈલીમા વર્ણન કરે છે. વ્યોમગતીસૂ ન પડઈ બાથ. યે દૂરૂ તે તેરજ હાથ—આભ [ વ્યોમગતિ ] ઉડળે [ બાથ ] નથી ભરાતુ. જે શોધુ [ દૂરં—દુહ ] ધ્રુ તે તેરજ હાથ છે–પ્રત્યક્ષ છે.

૨૨૯–૨૩૧ પટદર્શનીય–છ દર્શનકારોના. કોઈ ન કધ ઉતારઈ ભાર—કોઇ ખભા–નો ભાર ઉતરાવતુ નથી. બધાજ એમના મતમતાંતરોનો ભાર લાવે જાય છે. જન્મ–જીંદગીના અર્થમાં. ફૂટી હૈયા ન ફેખઈ ભાલ–છાતી કુટવાથી કપાળ જોઈ શકાતુ નથી, સત્યદર્શન બીજેજ સ્થપે છે. ધણી—દેવ. દીઇ પ્રભાત કરે—હૈયામાં ઉજેશ ( જ્ઞાનનો ) કરે. રવિશિ–સૂર્ય. ગ્રથી—ગાઠ જે માયામઇ. . . .અધિકાર ?—જો સંસાર માયામય બનાવ્યો છે તો તે ત્યાગવો એમ કહેવાનો અધિકાર ક્યા છે? શરચી—સરજી, બનાવી. યુગસ્રષ્ટા—યુગનો જનક. છાસિ–છારા માટે. દોહણી—હાંડલી, હાલ્લી.

૨૩૨–૨૩૪ યમણ—જમણ, ખાવાનું. સુણહ [ સં. श्वानः ]—કુતરો. વાગ વિસી—વાચા વીશે. ગુફા [ સં. गुहा ]—કોતર. માંટી–ધણી. કઇ કાશી કઇ દ્રારામતી ?—સાત મોક્ષદા નગરીઓમાની બેમા કઈ મોક્ષદા? કાશી કે દ્વારામતી? આરતિ [ સં. अर्थः ]—સ્વાર્થને લીધે.

પૃષ્ઠ ૩૦

૨૩૫-૨૩૭ ઉણ-ઓછા. વિલસી નારિ-સ્ત્રી સાથે વિલાસ ખેલ્યા. વંચુ [ સં. वच् ]—બોલી. ત્રીલીલા—સ્ત્રીચરિત્ર. ઘાલુ—મારો. પર પાઉઇ રમે—પારકા ઉપર ઉપકાર [ પાઉઇ ] કરવા મન કરે. તણુગ—નસની તાન (?) ડંબાઈ—દબાઈ (?)

૨૩૮-૨૪૦ મહુત-મોટાઈ. સામરથી [ સં समर्थ ]—બલવાન. આલોચી-વિચારી. મ્લેછ—આર્યેતર લોકો. પૂત—પવિત્ર. વિલગા જાઇ-વળગ્યા જાય.

## ૧૩ ભક્તિવીશી

૨૪૧ ગામિ નિરખિ અરડિ થઈ—સરખાવો 'एरंडोऽपि द्रुमायते' એ સંસ્કૃત કહેવત. નીરૂખિ—નીરખે.

પૃષ્ઠ ૩૧

૨૪૨-૨૪૪ વિસાહી ખીછાવી. ટાલ—નાખી દે. વણી લૂણી—વીણી લૂણીને. ચુસર-ચાર સરનો હાર. ગગ પ્રવાહ ત્રણે-ગંગાના ત્રણે પ્રવાહ, ત્રિવેણી, ગંગા યમુના ને સરસ્વતીના. આખલ્યુ—નાહ્યો (?) કે આથડયો (?) ઘધરણું-હીયરવટું અથવા જેઠવટું, ગગરણ, નાતરૂ. વાલિમ [ સં. वल्लभः—વ્હાલઉ, વાલમ ]—પ્રિય, વહાલા. રલી-રળીને, મેળવીને વિણ કાચિરી માહેત્ર ન રહિ-પાઠ બહુજ ભ્રષ્ટ લાગે છે. 'વણકરણી મહેતરનિ રહિ' એમ સંભવે (?)

૨૪૫-૨૪૭ અભિધાન—નામ. ગહૂ [ સં. गोधुमः ]—ઘહુ. તસ-તેને. માહા—માંડણકવિ. ગુરિ—ગુરુએ. વુલાવા—વળાવયા, પાછો મોકલી દેવા. સંઘાતિ—સાથે. નંદા—નિંદા.

૨૪૮-૨૫૦ મિથ્યાતી [ સં. मिथ्यादृष्टिः ]—ભક્તિહીન મનુષ્ય. માહવ—મહાવ, માધવ. પાલઇ પરવરઈ—નીકે [ પાલઈ ] જાય. છાંડઇ ઠાન—વિષય વસ્તુઓ ત્યાગે. ઈટાલ-ઈટાળા (?) ઈંટના કકડા (?) અગન-અગ્નિ. વાટલા-વટાયલા ભુકો. પાન બિવિ-આ કે 'પાન બિવિ' પાઠાંતર? તોલણું-તોલ. શીહ-સિંહ (?)

પૃષ્ઠ ૩૨

૨૫૧-૨૫૩ સુડલું—સુડલો, ટોપલો. ઇતિ—આ પ્રમાણે, પુરેપુરી. નિપટ—નિશ્ચયપૂર્વક. ચાહ—ચાસ, હળની ખેડ (?) વષ્ટિ સમતિ—વ્યક્તિ સમષ્ટી, એક અને સમૂહ. આધા લાકડી—આંધળાનો આધાર. જરા—ઘડપણ. નિગ્રહઈ—કબજે કરે, અશક્ત બનાવે. વ્યાપ—વ્યાપકતા.

૨૫૪-૨૫૬ હેજ—પ્રીતિ. લહિણા—લેણાના. નિખેવ—નિખેવ, જરૂર. આરીશું—દર્પણ. વ્યરારૂં—વ્યવહારનું.

૨૫૭-૨૫૯ શર્મ—શ્રમ. દિશિ આમૂઢી ચ્યારિ—આ પાઠાંતર કે "દિશિઅ મૂઢી ચ્યારિ" (?) ઉખરિ—ઊખર ભૂમિમા. ખારાટવાળી ભોયમા.

પૃષ્ઠ ૩૩

૨૬૦ લાભઇ—લાભે, પામે પાઠી—ભણી. અતિહાસ [સં इति + ह + आस]—આમ હતુ, તવારીખ. વૈદિક—વૈદ્ય વિષયક, આયુર્વેદિક. યોતિવિલાસ—જ્યોતિર્વિદ્યામા રમણ. વીન્હાતી—જેને ઘેર વિવાહ માંડયા હોય તે.

૧૪ બોધાવિડંબનબત્રીશી

૨૬૧–૨૬૩ ખરિ—ગધેડે. વાહુ—વાહો (?) બાધો (?) બાકરી—મમત (?) ' બાકરી બાધવી ' એ પ્રયોગ પ્રચલિત છે. જુઓ : " અખા સૌ બાધે બાકરી, કોઈ ન જુવે હરિ પાછા ફરી. " (અખો : છપ્પા.) આવટુ—(?) પઈઠી નાચિ કિશું ઘુઘટડું ?—નાચવા પેઠી પછી લાજ કયા કાઢવાની ? પ્રયા—ગયા સાધ-સધ. સાર—ખર (?) ચાચરિ—આગળે, ચકલે. જુઓ આ શબ્દ માટે.

" રહો રડા ! રોતી હાવે, તાત તુમચા તોડોજી,
મદ્ય તણા માણિયા મોટા તેહ ચાચરે ફોડોજી."

(ઉદ્ધવ : રામાયણ.)

૨૬૪–૨૬૬ યંત્ર—જંત્ર સુહુલિ—મહેલે. વચ—છેતરપીંડી. દ્રોહ—દગો ફટકો. છીલ—છલકપટ. છરણ ધૃત પશુ એકઇ મરૂ—(?)

માટા—ભર્યા, માલદાર. સખાઈક—મિત્રાચારી ખરલીડાનુ—ગધેડાની લાદનું. ચોપડ—ઘી વગેરે ચોપડવાના પદાર્થો. વાસઇ—લીધે. માલવું—માલવદેશ (?) દોણ (?) સાભ—સાધ (?)

પૃષ્ઠ ૩૪

૨૬૭–૨૬૯ અણુભાખિ—અણબોલ્યા. ઈટાલ—(?) સત્ય કૂયા બારિ—સત્યરૂપ કુવાની બારી એ અર્થ કે ' કૂયા ' ને બદલે ' કૃપા ' પાઠાતર ઉચિત છે (?) ગહિગહ્યુ—નિંદ્યુ (?)

૨૭૦–૨૭૨ સુરપાન—મદિરાપાન. સોલસહસ ભોગવતુ કાન્હ—કૃષ્ણે સોળ હજાર ગોપિકાઓ ભોગવી આમિષ-માસ વાદ-દેખાદેખી કરવું તે ઈશ હલાહલ પીધું જઈ—મહાદેવે ઝેર પીધું તે પચાવવાની તેમની શક્તિ હતી. કાંઠા—સોરઠીના સાઠા. કાલિ—મહાકાલિએ. અપેય કલપના—' અમેય કલ્પના ' એ પાઠ વધુ ઉચિત થઈ પડે; નહીં માપી શકાય તેવી કલ્પના. મદિ - મદ્ય. સૂનિ—(?) પરરામા—પરકીય પત્ની. અણુશ્રુતી—શ્રુતિ વગરની (?) ભવક્રિયા—સસારના આચરણ ધવ-ચોરો અશ. દાધ—લાઇન. સર્વસ—સર્વસ્વ માઠ-મીઠુ. નજ્યુ વર—પરણી આપલી—પોતાતણી. પ્રસુતા-માતા.

૨૭૩–૨૭૫ કાટ—કાંઠ, ભપકો. શીખાદરી—શીખ + આદરી—બોધ લીધો. ઠીગે.ભરી-ખડાસથી ભરપુર પરાણિ [સં प्राणा]—બળથી. સરખાવો જુની ગુજરાતીમા વપરાતો શબ્દ ' સપરાણા '—મજબુત, બળવાન વજિ-અપડાપ. ગ્રીમાપ્રપા (?) છાટ-પથ્થર (?) નવિન રહણી છહણ નાટ—નવો આચાર [રહેણી] અને

કાપવાનો [ છેદણુ ] રસ્તો. (?) અથવા નવિ નરહણી...એ પાઠ (?) આણુ જેઠ રવદાસ ર ગ-સરખાવો ભર્તૃહરિનું " त्वय्योपिति रति. " સાપ મરઈ નવિ લાઠી ભ ગ—સાપ મરે નહીં ને લાકડી [ લાઠી ] ભાગે નહીં.

પૃષ્ઠ ૩૫

૨૭૬-૨૭૮ યુગ પાહલે-પ્રથમ યુગમા, સત્યયુગમા. પ્રસાદ—નૈવેદ્ય. કલયુગની પ્રૌઢિ—કલિયુગના મહિમામા ગોરી ગોરાપણું ગ્યુ રૂઢિ—ગૌરવર્ણની સ્ત્રીનુ ને રાપડ કોટમા આવી રહ્યુ. નામ—(?) નમિ-નભમા-આકાશમા એમ પાઠ હોઈ શકે (?) દ્વાપર—ચાર યુગોમાનો ત્રીજો યુગ ચાર છે સત્ય અથવા કૃતયુગ, ત્રેતા, દ્વાપર અને કલિ ( નર્મકથાકોષ. ) ત્રયતાયુગ-ત્રેતાયુગ શીદરા—(?)

૨૭૯-૨૮૧ સધ્દ—સિદ્ધ ન બીજઈ નીર મૃણાલ—ઘોર કલિકાલમા પણ જલ કમલવત્ સ્થિતિના હોય છીલરિ—ખાબોચીઆમા, નાનકડા તળાવમા સઘ-સિંહ. સધ . ગમઈ-સિંહને ખાવાનો સ્વાદ હોય છતા ઘાસ કદી પણ ન ખાય. વિક્રિયા-ફેરફાર, પલટો. ભાજ-શોભે. સાભિ-કાટ (?) ચ્યંત-ચિતા. જુગતુ જમાન-યોગ્ય બાહ્યધર

૨૮૨-૨૮૩ અકલીણા—અકુલવાન. સકલીણા—સુકુલવાળા. વાઈ ડુંગર હોઇ ?—જે ડુ ગરો પોતાની દૃઢતા તજી હાલી ઉઠે તો અગ્નિ [ અજન ] ને પોતાનુ છેદ્ર લાગતા શી વાર ? તે જલદી સૌ ચેતાવી ભસ્મીભૂત કરી દે. કાણી [ सं. एकाक्षी ] —એક આખની. સાતી—સાથીઓ. ઘસરડિ—લોસેટિ, દીહ. હર્ષચ્યંદિ—હરિશ્ચંદ્રે. ત્રિશ કુપુત્ર અયોધ્યાનો સત્યવાદી રાજા, સત્ય માટે સર્વસ્વાર્પણ કરનાર પુણ્યશ્લોક સત્યવાદી રાજા અલીચલ—અવિચલ. સગાલ શેઠિ [ सं. सुकाल + श्रेष्ठी ]— ગુજરાતના કવિતાસાહિત્યમા પ્રસિદ્ધ એ નામનો વૈષ્ણવ શેઠ પુત્રિ કાજ—ચેલૈયા નામના પુત્ર માટે. સ બરિ—સીબ્રી રાજાએ. અયોધ્યાના આ ચક્રવર્તી રાજાએ બાજના ભક્ષ્ય કપોતને દયાભાવથી ઉગારવા પોતાનું માસ આપવા તૈયારી કરી હતી. મયૂરકે—મહાભારતમા પ્રસિદ્ધ મયુરધ્વજરાજાએ બ્રાહ્મણના પુત્રના લાભમા પોતાના જમણા અ ગને કરવતથી વહેરાવીને લઈ જવાનો આત્મભોગ આપ્યો હતો એ ઇતિહાસ મહાભારત અશ્વમેધ પર્વમા સુપ્રસિદ્ધ છે

પૃષ્ઠ ૩૬

૨૮૩-૨૮૪ ભાત—ભાથુ, ખાવાનું. પોતાના ખોરાકને ત્યાગો પણ સાધવા લાગો સાથે સબધ ન ત્યાગો.

## ૧૫ ધનવીશી

૨૮૧-૨૮૪× ઉમારગિ—ઉન્માર્ગે, ખોટે રસ્તે. ગૂધ—(?) નાડીઈ—નાડી. સાહુ-સાહુ (?) ત્રિહુ-ત્રણ. દીજઈ પાટ-પાટલો આપીએ. ખાડે—ખંડન કરે. વાયસ

---

× સ્વર્ગ. મણિલાલ વ્યાસે આ વીશીના છપાના સ ખ્યાક ૨૮૧ થી ૨૮૪ ભુલથી બેવડાવ્યા છે તે ભુલ સમજાતીમા પણ કાયમ રાખી છે આગળ જતા એ સ ખ્યા મેળવી દેવામા આવે છે. શંકરપ્રસાદ રાવલ.

ગૂહડ(ના) વઇર—ઘુવડ અને કાગડાના જન્મસિદ્ધ વેર આશ્રયા—લીધા. ભડઈ-લડે. ભાડ—વારણ કાના—કાઠલા. અધ્યાતમી—આધ્યાત્મિક. દૂધિ દાઝુ... ..ખાઈ—સરખાવો કહેવત " દૂધનો દાઝેલો છાશ ફુંકીને પીએ "

૨૮૫-૨૮૭ બલિનાઇ મસિ—બલિદાનને બહાને. થઇ સરિ સાધ શ્રી સાધ્ય થઇ. અભિધાન—નામ. અપગાર—અપકાર. આખિના દુખણા મૃત્યુ વેગલું—અધાપાનું દુઃખ ને મોતના ઉધારા. આહેડુ—શીકાર.

૨૮૮-૨૮૯ વચાલઈ—વચ્ચે (?) દાઝુ—' દીઠુ ' પાઠ ઉચિત લાગે છે. આપ વિલુ કાજ-પોતાના ઉપર આવેલુ કાર્ય. પ્રવાહર્યૂં-પરવાર્યું. પાહિ-પે',થી, કને.

૨૯૦-૨૯૨ મર્જન-માર્જન, નહાવું તે. વારુણી-મદિરા. હંસક-હિંસાત્મક, ઘાતી. ઉવાલિ—ઉલાળી. ઝીણુ કાતઈ જૂઆરી નારી—જે સ્ત્રીએ જુવાર કર્યું હોય છે તે કરકસરથી સંસાર ચલાવે છે. સુભટઈ-સુભટતાએ, શૂરાતને. અલજુ—(?) નમતી સાગે નમતી ફેરો, હળપુણીએ ઉદયાચલિ—ઉદયગિરિ ઉપર. વછુ—વાંછ્યુ, ઇચ્છયું. વનખડી—વરખડી (?)

૨૯૩-૨૯૬ પનુ—પનો, પીણુ. રૌરવિ—રૌરવ નામના નરકમાં. નરક એકવીશ છે, જુઓ **નર્મકથા કોષ** અભરેખા-અભીલાખા, ઈચ્છા. મૂલ નહી......ડાલિ— " नास्ति मूलः कुत. शाखा " એ સંસ્કૃત ઉપરથી. તાર—તારો, તરવામાં કુશલ. લાહુ—લાભ. આસ નિરાસી-સરખાવો "आशाहि परमं दुखं नैराश्यं परमं सुखम्."

પૃષ્ઠ ૩૮

૨૯૭-૩૦૦ જત—જતુઓ. ગોપતિ— ઈંદ્રિઓના પતિ, ગાયોના પતિ, ગોપાલ. આછતામિક—(?) ઉલગ-સેવા. આઈ-માતા. પંજર-પાંજર

## ૧૬ સાધારણવીશી

૩૦૧-૩૦૫ ડગ—(?) અનભાન—અભાવો. સ્વરામા—સ્વપત્ની. અપત્ય—પ્રજા. દ્રાઈ—દરાય, તુષ્ટ થાય.

પૃષ્ઠ ૩૯

૩૦૬-૩૦૯ ઢાડી-ઢાઢી એ નામની મુસલમાન જાતિ એનો ધંધો હીંદુઓના ભાટ જેવો છે. નગમી—નહી રુચતી. અસતી—અસત્યે. વિરાસિ—બદલે. ગાહુ ઘાહુ ગાહુઉ—' ઘાહુ ' શબ્દ માટે સરખાવો

" અલ્યા ! ગાહુઓ થઇને શું ગાઠો ? " ( પ્રેમાનંદ નળાખ્યાન. ) કારી-ભયંકર. વિરુઈ-વિરુદ્ધ. ઉખધ-ઔષધિ. અગડધારઈ—અંગ ( બીજી કોઇ પણ મીલકતની બાંહેધરી વગર ) ઉધારે. ઉઝવુ—વિધિપૂર્વક સમાપ્ત કર્યું અનુકુલી—અનુકૂલ. જમલિ-પાસે. રૂસી-રોપે. સાસહ્યુ-સહન કર્યું.

૩૧૦-૩૧૩ ધ્રુઈહિ—ધ્રુવજીએ. ધ્રુવજી પહેલા મનુના પુત્ર ઉત્તાનપાદ રાજા અને તેની અણમાનીતી રાણી સુરતીનો પુત્ર, તપ કરી ધ્રુવ [ નિશ્ચલ ] પદ પામેલો તે. ફુકસ તાદલા—ફુસકા અને તાદળા. લચ-લાચ. બાઢી-બાખરી.

પૃષ્ઠ ૪૦

૩૧૭–૩૨૦ આપ્રાણ—સુધવું તે. ભવાડ્યું—ભમાડ્યું. જેતી તેતી—જેટલું... તેટલું. સુખ ન આપનારા ગેહ રહઈ—સરખાવો " ससर्पे च गृहे वास. " એ સંસ્કૃત કહેવત. સાતે વીસુ—સાત વીસે કવાય—કઢો તરૂઆરિ—તરવાર. સગાની ગાલિ ઘૃતનાલી–સ્વજનની ગાળ એ તો ઘીની નાળ નિગમારથ–વેદના અર્થ.

## ૧૭ યુક્તિવીશી

૩૨૧ આવલિ—આવળના ભારે

૩૨૨–૩૨૫ સવાસિણિ–સૌભાગ્યવતી. ધાતિ–ગોઠે ઉરસ–ઓરસીઓ. ઈંગારિ –એ નામનું ઝાડ ઘાસઈ–ઘસાય વદાયી–કહેવાયાં, ઠપકાથી સૂનઇ–સુના સુના, એકાંતમાં પાસૂ–પારા, જાળ. વેડિ—(?) પંકિ પંક—કાદવે કાદવ

૩૨૬–૩૨૯ શિવા—પાર્વતી પુહુક–પોક. દીહુ—દિવસ. આર્દ્ર—ભેજ. ઘોડી લગી પટિલની પાદ્ર—પટેલની પાદર એમની ઘોડી જાય ત્યાં સુધીની.

પૃષ્ઠ ૪૨

૩૩૦–૩૩૪ મોગી કોર પીયારા રોટ—સરખાવો પારકે ભાણે મોટો લાડવો. દૂત—ધુત, જુગટું આવિ આવ્યું વેલિ ગયુ—એળે આવ્યું એળે ગયું. ઘટ—ઘટે. ચુડી પહિરી—બાયલો થઇ. મા મ ત્રેઈનૂ—(?) વાનર વીછી ખાધુ મધુ–સરખાવો

" વાનરલઉ નઈ વીછીઈ ખાધુ, દાહજરિઉ દાવાનલિ દાધુ."

( જયશેખરસુરિ પ્રબોધચિંતામણિ. )

ભરડા—સન્યાસી. જુઓ આ શબ્દ માટે·

" આણુ દેઈ લક્ષ્મણુ માચરિયા, સીતવચનિ વનિ ગઈયા,
ભરડા રુપિ થઈયુ કમાથી મઢી આગલિતા રહિયા

( કર્મણુ સીતાહરણુ )

રીરડી–બુમ આહુડતી–બાધેડતી, બુમ મારતી પખાણુ–(?) ભાભઅરોડી—(?)

૩૩૫–૩૩૮ ધાતી–હિંસક ગોલુ–ગોનો રૂસણુ–રાવ, ૨૮ મેરાઇઉ–કાગમાકડી, દીવાળી ઉપર ફટાકા ફોડવા છોકરા મશાનો કરે છે તે કહિના બાપ તણી–કોના બાપની મૃગતૃષ્ણા–ઝાંઝવાના જળ. તુઝ–તાને અપૂઝ–ભોટ, બેકદર

પૃષ્ઠ ૪૩

૩૩૯–૩૪૦ રાવ—ફરીઆદ

## ૧૮ હૃદયવીશી

૩૪૧–૩૪૩ ભુહિપાત—ભુમિપાત રાઈ–રાહે એતા—એતો. ઉદ્ધરી—ધરી, ખમી. અણુસરી—અનુસરી. શારદાગરણુ—શારદાદીક્ષાની દક્ષિણા. નેસાલ—શાળા.

૩૪૪–૩૪૬ સધીન—સ્વાધીન. ભૂકુ–ભુકો, ચુરો અથા—આથો, કસ. છારડું —ઓકરૂ, છાર.

પૃષ્ઠ ૪૪

૩૪૭–૩૪૯ પીઆરી–પારકે. ડાઢી–દાઢી. ખીલકલિ(?) સુઈ [ સં. સૂચિ. ]—સોય. કુરા—કોરા ( ખોદવાની. )

૩૫૦–૩૫૨ તોખ્યાં—સંતોષ્યા. કુદાલિ [ સં. કુદ્દાલઃ ]—કોદાળીથી. વહીતરૂ—વેઠ. પશલીઈ—પોસે. નાડી મૂલી બેડી બ્રમ—મૂળ નાડીનું ને જોર બેડીનું.

૩૫૩–૩૫૫ લોહડઈ—લોઢે. પટુલિ–પટોળે. ન્યાઉ—ન્યાય. વીજાપઉ–વીજાપુર અન્યાયને વશ હોવાની કવિની નોંધ હોવી જોઇએ. સોનું નઈ સહકું—સોનું ને સુગંધનો સુંદર મેળ. સરખાવોઃ

" રામકથા સોનું નઈ સરહુ સો કવિ સીધર જોડસિ ખરું, "

( શ્રીધર : રાવણમંદોદરીસંવાદ. )

પૃષ્ઠ ૪૫

૩૫૬–૩૫૮ મથિ–મથતાં, વલોવતા. કાલકૂટ–ઝેર. ઝુલઇ—લહેરમાં રહે. 'ઝુલવું'ના આ અર્થ માટે જુઓઃ–

" વીરમલ્લ વારી જાઉં
—ના હાથી ઝુલે બાગમાં. "

( ગુજરાતી લગ્નગીતો. )

૩૫૯—૩૬૦ હાથીનો પરિ પેટ પૂરાઈ—સરખાવો " કીડીને કણ ને હાથીને મણ." સહિદેશ—સ્વદેશ, પોતાના દેશમા. વસા–વસેલા. ડાળકપૂર—એક જાતનું કપૂર. ગણુ—ગુણ.

## ૧૯ વૈરાગ્યવીશી

૩૬૧–૩૬૨ આપિ આલોચી જોઈ—સરખાવો આ સાથેઃ

" જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં ત્યાં લગી સાધના
સર્વ જુઠી "

( નરસિંહ મહેતા. )

સોપાન—નીસરણી.

પૃષ્ઠ ૪૬

૩૬૩–૩૬૫ લબાડિ—લબાડખોર. વઢવાડિઊ—ટંટાખોર. ટીપણુ–પંચાંગ. કમુત્ર–ખરાબ. મુતરનો ખત્ર અખત્ર–ક્ષેત્ર અક્ષેત્ર, તરફડા–તરછોડા. અપમાન. પાગ ખાસડાં—પગના જોડા.

૩૬૬–૩૭૦ મંત્રમઇ શાકિની–મંત્ર સાધનારી શાકિની. ત્રાબાના–ત્રંબાળુ. ધી–દીકરી. ધ્રુરઈ–કાંપે. ઉથલ્યુ–ઉથલ્યુ. કહલેડા–રોટલા રોટલી શેકવાના માટીના તવા. ઠીકિર–ઠીકરા. કુહુ–કોયલનો કુહુકાર મહુ [ સં. મધુ ]—મધ. ટોહુ (?)

પૃષ્ઠ ૪૭

૩૭૧-૩૭૩ અપદર્શણિ—(?)

ભૂર—મૂર્ખ. કૂવાનું ડેડક-કુવાનું દેડકુ રાણુ-રાજા ગામદિટનુ ગાડલુ—ગામાતનુ-સમસ્ત ગામનુ સહીઆરૂ ગાડું. જીવી—ભીવડી. હારગુન્જ—ચણોઠીનો હાર.

૩૭૪-૩૭૬ માદલ—માદલીઉ, પોથીના વિચગણુ—પોથીમાના રીગણા. હૈમ-ઘરેણુ ગયૂ ફૂલ—ફુલી ગયું, ચાલ્યું ગયુ. કુપુ-શીશો. ડબકતા—ભાગતા ચોખિમ—જોખમ.

૩૭૭-૩૭૯ વક્ષિણુ—(?) ઝૂપ—જીત્યો કદર્પ માચ—કામદેવનો ઢોલીઓ. ઉલઇ-ઓળે, હારમા અર-અરિ (?) અસુર સહુવાર-સવાર સાંજે. શુક-વ્યાસના પુત્ર શુકદેવ. શ્રીમદ્ ભાગવતદ્વારા પ્રભુભક્તિ કરનાર બ્રહ્મચર્ય મુનિ મનકાદિક-સદાને માટે પાચ વર્ષના રહી વીતરાગ રહેવા ઈચ્છનાર ચાર જોડીઆ કુમારો સનક, સનત્કુમાર, સનદ અને સનાતન એ મહાજ્ઞાની ગણાય છે. કાસલિ-પાપે. વરીય-વેરી.

પૃષ્ઠ ૪૮

૩૮૦ પરીઅટઈ-ધોબીએ રયણુ-રત્ન. ખોડી માથિ યમ કહિ ફૂલ—ખોડકે માથે ફુલ શી શોભા આપે ?

## ૨૦ લોકપીડાવીશી

૩૮૧-૩૮૩ રોમ [ સં. रोम ]—વાળ. વિવસાઉ-વ્યવસાયી, કામગરો વાઝગી [ સં. वध्या ]—અપુત્ર તોરઇ—તોરથી, મદથી.

૩૮૪-૩૮૭ સોર-લોહીનુ ઉપસી આવવુ તે ભલાવીટ-બોટ્યુ નીસત—(?) મકાતી [ અ. मक़ातिअ—ઈજારે રાખનાર ]—એકહથ્થુ ઈજારો રાખનાર. ભૂતિ-ચઢતી. શાતિ-શુદ્ધિ ફરમાણ [ ફા फरमान ]—હુકમ, પરવાનો. ભાડણિ-ભાડની સ્ત્રી.

પૃષ્ઠ ૪૯

ગુડા—ગુદા. ચુલાના—રખેવાળ.

૩૮૮-૩૯૦ દીવાણુ—દીવાન, વજીર. કાઠિ કાડ-ધાકડે ધાકડુ. અણાથિ-અનાથ, દીનતા. સવકાહિનઈ-સૌને. આમલઈ-જે, આમળે. શીદાણા-દુ ખી થયા. વાટ લીઈ—વાડકીમા.

૩૯૧-૩૯૪ બદા [ ફા. बदह ]—ચાકર, ગુલામ લૂગડ-કપડા. આકુલ્યા-દુ:ખી. મુખતેમીર [ અ. मुख़तार—સત્તા આપેલી હોય તે + ફા. मीर, અ. अमीर ]—મુસલમાન રાજા, અમીર, ઉમરાવ કોટવાલ-ફોજદાર. હનમત-અજનીનો વાનરપુત્ર. વિગતવાર વૃત્તાત માટે જુઓ નર્મકથાકોષ લેખૂ—સાખ, હીસાબ ખાચ-ખાધો, વાધો. મકિર [ અ मक्र—દગો, ફરેબ ]—દગો. ખોજે-તપાસે ખોલાધર-કબુલત આપનાર. નીઠઈ-નીઠ, ઓછા થયે પાસઉ-પાસો. દાઉ-દાવ. ઢામ-નાણુ યમઈ [ સં. जामातृ ]—જમાઈ. મહુ-મો. દૂઢણુ—(?) ગૂત—(?)

